श्री पुरुषोत्तमायनमः

શ્રી

# પુરૂષોતમ મહિમા.

( શુદ્ધ ગુજરાતીમાં ટીકા. )

---

રચી પ્રસિદ્ધ કર્તા


એન. એચ. પટેલ.


---


આવૃતિ પહેલી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.


---



---


સંવત ૧૯૬૩. સને ૧૯૦૭

કીંમત ૪ આના.

ॐ तत्सत् परमात्मने नमः

# શ્રી પુરૂશોતમ મહિમા.

હું, પગે લાગનારા મનુષ્યોના કલ્પવૃક્ષરૂપ, વૃંદાવનમાં વિનોદ કરનાર, વૃંદાવનના ચંદ્રમા રૂપ, પુરૂષોતમને વંદન કરૂં છું નારાયણને, નરોમાં ઉત્તમ એવા નરને, દેવી સરસ્વતીને, તથા વ્યાસને નમસ્કાર કરી પછી જયરૂપ ગ્રંથ કહેવા ઇચ્છું છું. પૂર્વ કાળમાં યજ્ઞ કરવાની ઇચ્છાથી લોકો ઉપર કૃપા કરનારા, પરોપકારિ અને હમેશાં વૈદિક તથા સ્મૃતિનાં કર્મોમાં તત્પર એવા અસિત, દેવલ, પૈલ, સુમંતુ, પિપ્લાયન, સુમતિ, કાસ્યપ, જાબાલિ, ભૃગુ, અંગિરા, વામદેવ, સુતીક્ષ્ણ, શરભંગ, પર્વત, આપસ્તંબ, માંડવ્ય, અગસ્ત્ય, કાત્યાયન, રથીતર, ઋભુ, કપિલ, રૈભ્ય, ગૌતમ, મુન્દ્રલ, કૌશિક, ગાલવ, ક્રતુ, અત્રિ, બભ્રુ ત્રિત, શક્તિ, બુધ, બૌદ્ધાયન, વસુ, કૌંડિન્ય, પૃથુ, હારિત, ધૂમ્ર, શંકુ, સંકૃિત, શનિ, વિભાંડક, પંક, ગર્ગ, કાણાદ. જમદગ્નિ, ભરદ્વાજ, ધૂમપ, મૌન, શુકાચાર્ય કર્કશ, શૌનક, શતાનંદ, મહાતપા, વિશાલ, વિષ્ણુવૃદ્ધ, જર્જર, જય, જંગમ, પાર, પાશધર, પૂર, મહાકાય; જૈમિની, મહાગ્રીવ, મહાબાહુ, મહોદર, મહાબલ, ઉદ્દાલક, મહાસેન. આર્ત, આમલકપ્રિય, ઉર્ધ્વબા, ઉર્ધ્વપાદ, એકપાદ, ચતુર્ધર, અગ્રશીલ, જલાશી, પિંગલ, અત્રિ, ઋભુ, શાંડીર, કરુણ, કાલ, કૈવલ્ય, કુલાધર, શ્વેતબાહુ, રોમપાદ; ક૭,

કાલા ગ્નિરુદ્રગ, શ્વેતા શ્વર, આધ, શરભંગ, પૃથુશ્રવા, આ બધાએ પોતાના શિષ્યો સહિત, વેદ ને વેદનાં અંગોના પાર પામેલા બ્રહ્મનિષ્ઠ મુનિયો નૈમિષારણ્યમાં આવ્યા નૈમિષારણ્યમાં આવી યજ્ઞ કરવા લાગ્યા વખતે તીર્થ યાત્રાને મનમાં ધારી સૂત પૌરાણિક ઘરથી બહાર નિકલ્યા પૃથ્વીમાં ફરતાં તેણે નૈમિષારણ્યમાં મુનિયોને જોયા જ્યાં તે મુનીશ્વરો હતા ત્યાં અતિ હર્ષવંત. બનેલા સૂત, સંસાર રૂપી સમુદ્રથી તારનારા શિષ્યો, સહિત એવા તે મુનિયોને નમસ્કાર કરવા ગયા તે સમયે રાતાં વલ્કલ (ઝાડની છાલ કે ઘાસ મૂળમાંથી બનેલાં ) વસ્ત્રને ધારણ કરનારા પ્રસન્ન મુખવાળા, શાંત, પરમાર્થમાં. કુશલ, સઘળા ગુણોથી સંપન્ન, અઃશેષ આનંદમાં બૂડેલા, ઊર્ધ્વ પુંડ્રને ધરનારા, શોભિત નામની મુદ્રાથી શોભતા, શંખ તથા ચક્રને ધારણ કરનારા ગોપીચંદનની મૃત્તિકાથી શોભિતા.

જટા ઇંદ્રિયોને જીતનાર મુકુટથી શોભતા, હરિના શરણુરૂપ ઉત્તમ મંત્રને જપતા, અદ્ભુત, સઘળાં શાસ્ત્રોના તત્વને જાણનારા, સર્વ લોકોનાં હિતમાં પ્રીતિવાળા, ક્રોધને જીતનારા, જીવન્મુક્ત, જગતના ગુરૂરૂપ. વ્યાસની પ્રસન્નતાને પામેલ, એવા તે સૂતને આવતો જોઈ તાકીદે ઉભા થઈ નૈમિષારણ્યના મહર્ષિયો જુદા જુદા પ્રકારની વિચિત્ર કથાઓ સાંભળવાની કામનાથી વિંટાઇ વળ્યા, તેવામાં વિનયથી ભરેલા અંતઃકરણે બે હાથ જોડી સૂતે આનંદથી વારંવાર સઘળા ઉત્તમ ઋષિ પ્રત્યે દંડની પેઠે નમસ્કાર કરયા ઋષિયો બોલ્યા—હે સૂત! હે સૂત! ઘણા કાળ સૂધી જીવો! તમે મોટા ભગવન્દ્ભક્ત છો માટે અમોએ આજ તમારે સારૂ અતિ મનોહર આસન કલ્પેલછે. હે મહાભાગ એ આસન ઉપર આપ બેસો આ પ્રમાણે બ્રાહ્મણો બોલ્યા જ્યારે આવું

કહી સર્વે તપસ્વિયો બેઠા ત્યારે સઘળા મુનિયોના સમૂહોને તપની વૃદ્ધિ પૂછી વિનયથી સૂત મુનિયોએ બતાવેલાં આસન ઉપર આનંદથી બેઠા. પછી તેને સુખથી બેઠેલા અને વિશ્રાંતિ પામેલા જાણી પુણ્યકારિ કથા સાંભળવાની ચાહનાથી ઋષિયો બોલ્યા હે મત ! હે સૂત ! તમે હાલમાં ભાગ્યવાન્ છો; કારણ કે ગુરૂની કૃપાથી વ્યાસનાં વચનોના અભિપ્રાયને જાણોછો કેમ ! તમે સુખી તો છો ? આજ તમેં ઘણે વખતે વનમાં કેમ દેખાયા ! હે વ્યાસ શિષ્યોંમાં શિરોમણિ ! તમે વખાણવા અને પૂજવા લાયક છો હે મહાભાગ ! તમે અજ્ઞાન રૂપ નેત્રના રોગથી અંધ થયેલાઓને નેત્ર આપવામાં ઉત્તમ આશ્રય રૂપ છો માટે આ અસાર સંસારમા હજારો સાંભળવાનાં છે તેમાં જે, કલ્યાણને કરનાર, ટુંકું, અને સાર રૂપ થયેલ હોય, જે તમેં મનમાં નિશ્ચય કરેલ હોય, જે સંસારરૂપ સમુદ્રમાં બૂડેલાઓને પારને પહોંચાડનારૂં હોય, જે સંસારના રોગના રસાયન–ઔષધ રૂપ, ભગવાન્‌ની લીલાના રસવાળું અને પરમ આનંદનું કારણ હોય તે જલ્દી કહો. આવી રીતે શૌનક વગેરેયેં પૂછેલા સૂત પૌરાણિક હાથ જોડી બોલ્યા હે મુનિયો ! સઘળા તમેં અતિ મનોહર મારૂં વચન સાંભળો હે બ્રાહ્મણો ! આગળ હું પુષ્કર નામના તીર્થમાં ગયો હતો, ત્યાં ન્હાઇ પુણ્ય કારિ ઋષિ. દેવ, અને પિતૃગણોનું તર્પણ કરી વિઘ્નેને નાશ કરનારી યમુના પ્રત્યે ગયો. એક પછી એક બીજા તીર્થોમાં જઇ ગંગા નજીક આવ્યો, ત્યાં કાશીમાં ગયા. પછી ગયાજી જઈ પિતૃનું તર્પણ કરી તે પછી વેણી અને કૃષ્ણાનદીમાં સ્નાનકરી ગંડકીમાં ન્હાઇ. પુલહાશ્રમમાં ગયો. હે વિપ્રો હું ત્યાંથી ગોમતી નદીમાં સ્નાના કરી સરસ્વતી નદીને કાંઠે ત્રણ રાત રહી ગોદાવરી પ્રત્યે ગયો તેમજ કૃતમાલા, કાવેરી,

નિર્વિંધ્યા, તામ્રપર્ણી, તાપી, વૈહાયસી, નંદા અને સુખને આપનારી નર્મદા નદી નજીક ગયો. પછી ચર્મણ્વતી નદીએ જઈ સેતુબંધ ગયો ત્યાંથી નારાયણનું દર્શન કરવા હું બદરીકાશ્રમ ગયો. ત્યાં નારાયણનું દર્શન કરી તપસ્વિયોને પગે લાગી કરી તે દેવને નમન તથા સ્તુતિ કરી સિદ્ધક્ષેત્ર તરફ ગયો. આ પ્રકારનાં મુખ્ય તીર્થોમાં ફરતો હું કુરૂ દેશોમાં આવ્યો ત્યાંથી જંગલ દેશને પામી હસ્તિનાપુર (દિલ્લી) માં જવા વિચાર થયો હે બ્રાહ્મણો ! ત્યાં સાંભળ્યું કે વિષ્ણુએ બચાવેલો પરીક્ષિત રાજ્ય છોડી ઋષિયો સાથે મહાપુણ્યકારિ ગંગાને કાંઠે ગયો. ત્યાં સર્વને શોભાવનારા, સિદ્ધ, યોગી અને દેવર્ષિયો આવ્યા ત્યાં કેટલાક, આહાર નહિં કરનારા, કેઈક પવન પાણી તથા પાંદડાંઓને ખાનારા, કેઇક, ફલને ખાનારા, અને કેટલાક ફીણને ખાનારાઓ આવ્યા છે. હે દ્વિજો ! હું પણ તે સમાજ જોવા ત્યાં ગયો. ત્યાં સમર્થ, બ્રહ્મ રૂપ બનેલા, મહામુનિ શ્રીકૃષ્ણનાં ચરણ કમલને મનથી ધારણ કરતા, વ્યાસના પુત્ર, શુકદેવ આવ્યા. તે સોલ વર્ષના, યોગીશ્વર, શંખની પ્રમાણે કંઠવાળા.

અતિ ઉંચા, સુંદર કેશથી વિંટાયેલ મુખવાળા, દેદીપ્યમાન કાંતિવાળા લીંટ કહાડતા બાલકોથી અને ધૂલ જેઓના હાથમાં છે એવી સ્ત્રીઓના નરથાથી જેમ માંખીઓથી વિંટાએલ હાથી હોય તેમ વિંટાએલા, મહામુનિ શુકને જોઈ મુનિયો એ હાથ જોડી ઝટ આનંદથી ઉભા થયા જે સ્ત્રીઓ અને મૂર્ખ બાલકો હતા તેઓ તેને જોઇ દુર ઉભા રહ્યા અને પશ્ચાત્તાપ પામવાથી શુકદેવને પગે લાગી ઘેર ગયા શુકદેવજી માટે ઉચું, ઉત્તમ આસન કલ્પ્યું તથા મુનિયો કમલની કર્ણિકાની પાંખડીયોની પેઠે પાસે બેઠા. ત્યાં બેઠેલા જ્ઞાન-

રૂપી મહાસમુદ્રમાં ચંદ્રમા રૂપ, બ્રાહ્મણોએ કલ્પેલી પૂજા અને ધારણ કરનારા. વ્યાસના પુત્ર, મહામુનિ. ભગવાન શુકદેવ તે વખતે, જેમ તારાઓથી વિટાયેલ ચંદ્ર શોભે તેમ શોભતા હતા. આ પ્રમાણે બૃહન્નરદીય પુરાણનાં પુરૂષોત્તમમાહાત્મ્યમાં શુકદેવનું પધારવું આ નામનો પેહેલો અધ્યાય પૂર્ણ થયો. ૧

## બીજો અધ્યાય.

સૂત બોલ્યા—રાજાપરીક્ષિતના પૂછવાથી શુકદેવજીએ ઉત્તમ, શ્રીમદ્ભાગવત કર્યું અને શુકની પ્રસન્નતાથી તે સાંભળી રાજાનો મોક્ષથયો, એ જોઇ હું યજ્ઞના ઉદ્યમમાં પરાયણ થયેલા બ્રાહ્મણોનું દર્શન કરવા અહિં આવ્યો છું ને દીક્ષા પામેલાઓનાં દર્શનથી હું કૃતાર્થ થયો છું. ઋષિયો બોલ્યા હે સજ્જન સૂત, બીજી વાત છોડી વ્યાસનાં મુખથી તેની પ્રસન્નતાથી જે પેહેલાં નહિ બનેલું સાંભળ્યું હોય તે અમોને કહો. હે મહાભાગ સારથી પણ અતિ સારૂ રૂપ, આત્માને રાજી કરનાર, ઉત્તમ, અમૃતથી અતિ શ્રેષ્ટ, કથાનું પાન કરાવો સૂત બોલ્યા—હે શ્રેષ્ટપુરૂષો ! મને પૂછોછો માટે હું વિલોમ જાતિમાં થયેલ છતાં પણ ધન્ય છું મે વ્યાસનાં મુખથી જે સાંભળેલ છે તે જ્ઞાન પ્રમાણે કહું છું એક વખતે નારદ. તપસ્વિ, ઘણા સિદ્ધો, દેવોએપણ સેવેલા, બોરડી, બહેડાં, આમલાં, બીલાં, આંબા, આમ્રાતક. કોઠ, જાંબુ, કદંબ વગેરે અને બીજા વૃક્ષોથી પણ શોભિત નરનારાયણના આશ્રમમાં ગયા. જ્યાં વિષ્ણુંના ચરણનાં ચલથી થયેલી પુણ્યકારિ અલકનંદા છે ત્યાં જઇ પરબ્રહ્મમાં જેણે મન લગાડેલ છે, જેણે ૭ શત્રુઓને જીતેલા છે.

જેનું ચલકતું તેજ બહુ છે અને જેણે ઇંદ્રિયોને જીતેલ છે એવા દેવરૂપ મહામુનિ નારણુયણુને નમન કર્યું.

દેવોનાદેવ તપસ્વી અને પ્રભુ એવા નારાયણુને સાષ્ટાંગ પ્રણામ કરી નારદ બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા નારદ બોલ્યા—હે દેવનાદેવ ! જગતના નાથ ! કૃપાના સમુદ્ર ! આપ સત્યને ઉત્પન્ન કરનાર. સત્યથી થયેલા,' ભૂત ભવિષ્ય વર્ત-માન કાલમાં સત્ય રૂપ છો માટે આપને નમસ્કાર કરતાં હું આપને શરણ આવ્યો છું આપનું તપ સર્વેશે શિખવવા સારૂ તથા મર્યાદાની સ્થાપના માટે છે, જો આપ તપ ન કરો તો પુણ્યવાન્ તથા પાપિ જનોથી યુક્ત પૃથ્વિ જેમ એકે કરેલાં પુણ્યથી તરે છે તેમ એકે કરેલાં પાપથી કલિયુગમા બુડી જાય. જે રીતે આગલ સત્યયુગ વગેરેમાં એકે મેલવેલું સર્વને મળતું તેવી સ્થિતિને દુર કરી કલિયુગમાં કરનારજ એક પુણ્ય તથા પાપ જોડાય છે, આમ જાણી આપની તપમાં સ્થિતિ છે. હે ભગવાન્ ! સઘળા પ્રાણિયો વિષયોમાં તલ્લીન મનવાલા, અને સ્ત્રી છોકરાં તથા ઘરમાં આસક્ત છે તેઓનું જે હિત કરનાર, ને મારૂ પણ જે કંઇ હિતકારી હોય તે વિચારીને કહેવા યોગ્ય છો. વદે-માં એવો નિશ્ચય કરેલ છે કે વિષ્ણુને ઉપકાર, પ્યારો છે માટે આ પના મુખથી સાંભળવાની ઇચ્છા કરી હું બ્રહ્મલોકથી અહિ આવ્યો છું આ કારણથી લોકના ઉપકાર માટે કથાના સારરૂપ જે હોય તે હમણાં કહો કે જેનાં સાંભળવાથી ભય વિગરનું પદ મેળવી શકાય આવું નારદનું વચન સાંભળી હસીને ભગવાન્ એવા ઋષિ નારાયણ પુણ્યકારિ જગતને પવિત્ર કરનારી કથા કહેવા લાગ્યા. શ્રીનારાયણુ બોલ્યા–હે નારદ ? તમે ગોપસ્ત્રીઓનાં મુખકમલના ભ્રમરૂપ, રાસના અધિ

પતિ, રસિક જનોના ઘરેણા રૂપ, વૃંદાવનમાં વિહાર કરનારા, આદિ પુરુપ, વ્રજનાપતિ ભગવાનની પુણ્યકારિ કથા સાંભળો. હે વત્સ! જગત્‌ના બનાવનાર બ્રહ્મા જેનાં નેત્રના મટકામાં પડે છે તેનું કર્મ કહેવા પૃથ્વિમાં કોણ શક્તિવંત છે! વળી હે નારદમુની! તમે પણ સારવડે રસવાળું, અને વચનોથી ન પવોંચી શકાય એવું ભગવાનનું ચરિત્ર આણો છો, તો પણ અતિ અદ્ભુત, દરિદ્રપણાને તથા વિધવાપણાને હરનાર, યશને, સત્પુત્રને, તથા મોક્ષને આપનાર, અને ઝટ સેવવા લાયક એવું પુરુષોત્તમનું માહાત્મ્ય આદરથી કહું છું. નારદ પૂછવા લાગ્યા—હે મુનિ! પુરુષોત્તમ કયા દેવ છે અને તેનું માહાત્મ્ય શું છે? તે મને અતિ અદ્ભુત હોય એમ ભાસે છે માટે વિસ્તારથી કહો. સૂત બોલ્યા—નારદનું વચન સાંભળી નારાયણ મુનિએ ઘડીવાર સારી રીતે મન સાવધાન કરી પુરુષોત્તમને વર્ણવવા લાગ્યા. શ્રીનારાયણ બોલ્યા પુરુષોત્તમ એવું માસનું નામ પણ કારણ સહિત છે તેના સ્વામી કૃપાના સમુદ્રરૂપ પુરુષોત્તમ કહેવાય છે, તે માટે ઋષિયોએ શ્રીપુરુષોત્તમ માસ કહેલ છે. તેનું વ્રત કરવાથી પુરુષોત્તમ પ્રસન્ન થાય છે નારદ પૂછવા લાગ્યા—હે કૃપાના ખજાના રૂપમાં જે ચૈત્ર વગેરે મહિમાઓ છે તેઓ સ્વામિ સહિત છે એમ મેં સાંભળ્યું છે તેઓના મધ્યમાં પુરૂષોત્તમ નામનો મહિનો સાંભળ્યો નથી તે પુરૂષોત્તમ માસ પુરૂષોત્તમ કેવી રીતે થયો છે? તે મને કહો.

હે સત્પુરૂષોના પતિ! હે પ્રભુ! તે માસનું વિધિ સહિત સ્વરૂપ કહો, તેમાં શું કરવું? કેમ ન્હાવું અને શું દેવું? જપ, પૂજા, ઉપવાસ વગેરે સાવધાન શું કરવું! તે કહો. આ કરવાથી

ક્યા દેવ પ્રસન્ન થાય અને શું ફલ આપે ? હે તપ રૂપધનવાલા ! દીનજનો ઉપર વ્હાલ રાખનારા સારા માણુસો પૂછ્યા વગર પણ કહે છે; માટે આ અને બીજું પણ જે તત્ત્વ હોય તે કહો. હે પ્રભુ પૃથ્વીમાં પારકાનાં ભાગ્યને અનુસરનારા દરિદ્રતાથી પીડાએલા, રોગિ, પુત્રની ઇચ્છાવાળા, જડ મુંગા, કપટી મૂર્ખા ખરાબવસ્ત્રવાળા, નાસ્તિક, લંપટ, નીચ, જર્જરીભૂત પરનેસેવનારા, નિરાશ થયેલા ભગ્નથયેલસંકલ્પવાળા, ક્ષયપામેલ ધૈર્યવાળા, કુરૂપવાળા, રોગવાળા, કોઢવાળા, અંગવગરના, આંધળા કેટલાક વ્હાલાં મિત્ર સ્ત્રી. આમજન, પિતા અને માતાના વિયોગવાળા લોકને દુઃખ વગેરેથી સુકાઇ ગયેલઅંગવાળા, અને પોતાની વ્હાલી વસ્તુથી રહિત તેઓ છે તેઓ જે કરવાથી, સાંભળવાથી અને આચરવાથી ફરિને એવા ન થાય તે મને કહો. હે પ્રભુ હે બ્રહ્મન્ ! હે જગત્‌ના નાથ ! તમેં સઘળું જાણુનાર છો માટે જે વિધવાપણા વાંઝિયાપણાના દોષ ઓછાઅંગપણુ, ખરાબ એવી મનની પીડાઓ. તથા રક્તપિત્ત વગેરે વાઇ ને ક્ષય વગેરે છે. આ દોષોનો જત્થાઓ મનુષ્યોને દુઃખ પામતાં જોઈ, દૂખ પામું છું; માટે મારી ઉપર કૃપા કરી વિસ્તારથી, સજ્જનોનાં મનના આનંદના કારણ રુપ, સર્વ તત્વોનો વિધિ કહો. સૂત બોલ્યા આ પ્રમાણે બ્રહ્માન પુત્ર-( નારદે ) પૂછેલું, મનુષ્યોનાં હિતનું કારણ રસયાળું વચન સાંભળી ચંદ્રમાની પેઠે શોભતા મુનિને વખાણી નવીન મેઘની ગર્જના સરખી રમણીય વાણીથી દેવનાદેવ ( નારાયણ બોલ્યા.

આ રીતે બૃહન્નારદીય પુરૂષોત્તમ માહાત્મ્યના શ્રીનારાયણ નારદના સંવાદમાં પ્રશ્નનો વિધિ એ નામનો બીજો અધ્યાય પૂરો થયો.

ઋષિયો પૂછવા લાગ્યા–હે મહાભાળ સૂત, નરના મિત્ર નારાયણે જે સારૂં વચન નારદને કહ્યું તે અમને વિસ્તાર સહિત કહો. સૂત બો-લ્યા–હે શ્રેષ્ટ બ્રાહ્મણો રમણીય નારાયણનું વચન સાંભળો. તેણે ના-રદને જે કહેલ છે એ સાંભળ્યા મુજબ કહું છું.

શ્રીનારાયણ બોલ્યા–હે નારદ! પૂર્વે મહાત્મા, દુઃખને હરનારા શ્રી કૃષ્ણે યુધિષ્ટિર રાજાને જે કહ્યું હતું તે હું કહું છું; માટે સાં-ભળો. એક વખતે શત્રુ વગરના ધાર્મિક રાજા યુધિષ્ટિર, છેતરવામાં પ્યારવાળા, દુષ્ટ ધૃતરાષ્ટ્રના પુત્રોથી જુગારમાં હાર પામેલા દુષ્ટ દુ શાસને લોકના દેખતાં અગ્નિથી થયેલી, ધર્મપરાયણ, દ્રોપદીને ચો-ટલો ઝાલી ખેંચી, વળી વસ્ત્રો ખેચ્યાં, તે સમયે શ્રી કૃષ્ણે દ્રૌપદીની રક્ષા કરી. પછી કુંતીના પુત્રો રાજ્ય છોડી કામ્યક વનમાં ગયા. વનમાં રહેનારા હાથિયોની પેઠે વનમાં ફળ ખાનારા, ચોતરફ કેશથી ઘેરાએલા, તેઓ સઘળા અત્યંત કલેશ પામ્યા. એ પછી દુઃખ પા-મતા તેઓને જોવા મુનિયોએ વિંટાયલા દેવકીજીના પુત્ર ભગવાન્ શ્રી કૃષ્ણ કામ્યક વનમાં ગયા. તેને જોઇ જેમ પ્રાણોને આવેલા જોઈ દેહ ઉભી થાય તેમ તરત્ત કુંતીના પુત્રો ઉભા થયા અને પ્રે-મથી વિહ્વલ બની પ્રીતિવડે શ્રીકૃષ્ણને મલ્યા જોડલું એવા નકુલ અને સહદેવ ભક્તિથી તેને નમ્યા, ધીરે ધીરે તંદ્રાવગરનાં દ્રોપદી તે કૃષ્ણનાં ચરણકમળ પ્રત્યે નમ્યાં તે કુંતીના પુત્રોને રૂરૂ મૃગનાં ચર્મરૂપ વસ્ત્રવાળા, દુઃખ પામતા, રૂક્ષ, ચોમેરથી કેશવડેથી વિંટા-એલ અને તેવીજ દુઃખથી ભરેલી પાતળાં અંગવાળી દ્રૌપદીને જોઇ આ રીતે તેઓનાં અપાર આકરાં દુઃખને જોઇ ભક્તવત્સલ ભગ-વાન્ અત્યંત દુઃખ પામતાં ધૃતરાષ્ટ્રના પુત્રોને બાળી નાંખવાની

ઇચ્છાથી ક્રોધ પામ્યા અને જગતના આત્મારૂપ, ભમરના મરોડથી કુટિલ નેત્રવાળા, ક્રોડકાલના સરખા વિકરાળ મુખથી હોઠરૂપ પડીયાને ખુબ ડસી જાણે શીતાના વિયોગથી સંતાપ પામેલા દશરથના પુત્ર રામ ત્રણુલોકને બાળતા હોય તેમ, તથા પ્રલયનો અગ્નિ હોય તેમ ઉભા થયા, તેને જોઇ કંપ થવાથી અર્જુન તે વખતે દ્રૌપદી બીજાઓ તથા ધર્મની સંમતિથી ઉભો થઈ ભયવડે બે હાથજોડી કૃષ્ણુની સ્તુતિ કરવા લાગ્યો. અર્જુને કહ્યું–હે કૃષ્ણુ ! હે પ્રભુ ! હે જગતનાથ ! હે સ્વામિ ! હું જગતની બાહર નથી. તમેંજ જગતના રક્ષક છો તે છતાં મારૂ કેમ પાળન કરતા નથી ! જેના નેત્રના હાલવાથીજ બ્રહ્માનું પડવું થાય છે.

તેના કોપથી શું થશે એ કોણ જાણી શકે હે સંહાર કરનાર તાત ! હે તાત ! જગતનાપતિ ! ક્રોધને તજો; કેમકે આપના સરખાના કોપથી જગતનો પ્રલય થાય છે સઘળા તત્વને જાણુનારા, સમસ્ત કારણોનાં કારણુરૂપ, વેદ અને વેદોનાં અંગોનાં બીજના બીજરૂપ ઇશ્વર એવા આપ શ્રી કૃષ્ણુને વંદન કરૂં છું. હે સર્વ મંગળરૂપ મંગળપણુાનાં કારણુરૂપ, સનાતન, ઇશ્વર એવા આપેં આચરાચર–જંગમ સ્થાવર સઘળું જગત્ શ્રજ્યું છે, તે આપ એકના અપરાધથી પોતેં કરેલાં જગતને કેમ મારી નાખવા તૈયાર થયા છો મચ્છરોને બાલવા કોઈ ઘરને બાલે છે ! શ્રી નારાયણુ બોલ્યા–આરી રીતે શ્રી કૃષ્ણુ પ્રત્યેં વિજ્ઞાપના કરી શત્રુઓના શૂરને હણુનારો અર્જુન બે હાથ જોડી કૃષ્ણુને પ્રણુામ કરવા લાગ્યો. સૂત બોલ્યા–જ્યારે કૃષ્ણુ ક્રોધને છોડી ઝટ ચંદ્રમાના જેવા શાંત થયા ત્યારેં તેને જોઇ સઘળા પાંડવો સ્વસ્થતા પામ્યા.

પ્રીતિથી શોભીત મુખવાળા સર્વે પ્રેમવિહ્વલ થઈ પ્રણામ કરવા લાગ્યા અને શ્રી કૃષ્ણને વનનાં ફુલ તથા ફલ વગેરેથી પ્રસન્ન કરવા લાગ્યા. શ્રીનારાયણ બોલ્યા–તે પછી શરણાગતનું સંરક્ષણ કરનારા, ભક્તવત્સલ કૃષ્ણને પ્રસન્ન જાણી નમ્ર થઇને ઘણા પ્રેમમાં બુડેલો બે હાથ જોડી અર્જુન વારંવાર પગે લાગી જે રીતે તમેં હાલ જે પૂછ્યોછો તે રીતે તેજ પ્રશ્ન પૂછવા લાગ્યો એ સાંભળી વક્તાઓમાં શ્રેષ્ઠ, એવા ભગવાન્ કૃષ્ણ બે ઘડીવાર ધ્યાન કરતા થયા, ધ્યાન કરી સુહૃદવર્ગને તથા વ્રતને ધારણ કરનાર દ્રોપદીને પાંડવો દિલાસો હિતના વચન બોલ્યા શ્રીકૃષ્ણ કહેવા લાગા–હે મહાભાગના થવારૂપ હે રાજનૂ અર્જુન ! હવે મારૂં વચન સાંભળો.

તમે આ પ્રશ્ન પૂર્વે ન બનેલો કર્યો છે માટે ઉત્તર કહેવા ઉત્સાહ પામતો નથી અર્જુન જગતમાં આ પ્રશ્ન ઋષિયોએ પણ ન ઘટાવી શકાય એવો ઘણો છુપો છે તમને મિત્રપણાથી અને ભક્તપણાથી કહુ છું હે સારાવ્રત વાળા, પ્રશ્નનો ઉત્તર બહુ કઠિન છે, પણ અનુક્રમથી સાભળો. ચૈત્ર વગેરે જે માસ, લવ, પક્ષ, ઘડિયો, પોહર, રાત્રિ, ઋતુઓ, મૂહુર્તો બે અયનો, વર્ષ, યુગો, અને જે બીજા પરાર્ધ સૂધી કાલ, જે નદી, સમુદ્ર, ધુના, કૂવા, વાવ, તળાવ, ઝરણાં, વેલ્યો, ઔષધ વૃક્ષો. વાંસ, ઝાડ, વનસ્પતિ, શહેર, ગામ, પર્વત અને મોટાં નગરો છે આ સઘળાં શરીર ધારણ કરનારાં પોતાના ગુણોથી મનાય છે, તેઓમાં કોઈ પણ પેહેલાં નહિં બનેલ અને સ્વામી વગરનો નથી અને પોતપોતાના અધિકાર દરજ્જામાં ફલ દેવાથી મનાય છે. પોતાના સ્વામિના સંગની મહત્તાથી, સૌભાગ્યથી સોભનાર છે. કોઈ કાલે

અધિક માસ ઉત્પન્ન થયો. તેને સઘળા લોકો મદદ વગરનો, નિંદિય, મલરૂપપણાથી નહિં સ્પર્શ કરવા લાયક સારાં કર્મમાં નિંદવા યોગ્ય અને સૂર્યની સંક્રાંતિથી રહિત આ, મલ ( મેલો ) માસ અયોગ્ય છે એમ કહેવા લાગ્યા, લોકોથી આ બોલ સાંભળી ઉદ્યોગ વગરનો કાંતિથી રહિત દુઃખ યુક્ત બહુ ખેદ પામેલ અંતઃકરણવાળો ને જેનું ચિંતામાં બુડેલ એક મન છે એવો એ મરવાને ચાહતો થયો પછી તે દુઃખ પામતાં હૃદયથી ધીરજ ધરી મારે શરણ આવ્યો. હે અર્જુન ! જ્યાં હું નિવાસ કરતો હતો તે વૈકુંઠ લોકમાં આવ્યો. મંદિર આવ્યા પછી એણે મને દીઠો. સમયે મને અમૂલ્ય રત્નજડિત સોનાનાં સિંહાસન ઉપર બેઠેલ જોઇ એ પૃથ્વી ઉપર દંડની પેઠે પગે પડયો. હે શાંત ! આંખ્યો માંથી આંસુઓને કહાડતો બે હાથ જોડી યત્નવાન્ થઇ ધીરજ ધારણ કરતાં ગગળો થઇ સૂત બોલ્યો—આટલું બોલી વદરીકાશ્રમના પતિ, મહામુની નારાયણ બંધ રહ્યા. અને તે સાંભળી ભક્ત વત્સલ નારદ ફરીને પૂછવા લાગ્યા. નારદ બોલ્યા—જ્યાં જગત્‌ને અભય આપનાર બ્રહ્મરૂપ, શ્રી કૃષ્ણ રહે છે, તે ભક્તિથી પ્રાપ્ત થાય એવા, જગત્‌નાં પાપને હરનાર, યોગિયોએ પણ ન જઈ શકાય એવા પૂર્ણ રૂપી નિર્મલ વિષ્ણુ લોકમાં એ પ્રમાણે જઈ તેમનાં ચરણ કમલને શરણ થયેલો અધિક માસ શું બોલ્યો ? આ પ્રમાણે બૃહન્નારદીયનાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં અધિક માસનું વૈકુંઠમાં પહોંચવું એ નામનો ત્રીજો અધ્યાય પૂરો થયો ॥ ૩ ॥

---

## અધ્યાય ૪ થો.

**શ્રી નારાયણ બોલ્યા**—હે નારદ અધિક માસે ભગવાનની અગાડી જે શુભ વચન કહ્યું તે લોકોનાં હિતની ઇચ્છાથી હું કહું છું માટે સાંભળો. અધિક માસ બોલ્યો–હે કૃપાના ભંડાર ! અતિ બલવાળાઓયેં મલમાસ° એવું મારૂં નામ પાડી તિરસ્કાર કર્યો એથી હું અહીં આવ્યો છું અને દીન છું છતાં કેમ મારૂં સંરક્ષણ કરતા નથી; દેવતાવાળાઓયેં સારાં કામમાં ત્યાગેલ, નિધણીયા તો અને મલિન એવો હું તેને જોતાં છતાં આપનું દયાલુ પણું કયાં ગયું ? અને કઠોરપણું કેમ થયું ? હે દીનવત્સલ, ! જે રીતે સલ એવા કંસરૂપ અગ્નિથી વસુદેવજીની તથા ઉત્તમ સ્ત્રીની રક્ષા કરી, તે રીતે શરણ આવ્યો છું તો પણ આજ મારી રક્ષા કેમ નથી કરતા તે કહો ? હે દીન વત્સલ ! જેમ પૂર્વે ખલ દુઃશાસનનાં દુઃખથી દ્રૌ-પદીની રક્ષા કરી હતી તેમ આ શરણ આવેલાની આજ કેમ રક્ષા કરતા નથી ? હે દીનવત્સલ ! જેવી રીતે આપે યમુનાનાં ઝેરી પાણીથી ગોવાલ તથા પશુઓની રક્ષા કરી હતી, તેવી રીતે આજ શરણ આવ્યા છતાં મારૂ કેમ પાલ ન કરતા નથી ? હે દીનવત્સ-લ ! જે રીતે દાવાગ્નિથી પશુ, પશુને પાલનારા, અને તેઓની સ્ત્રી-ઓની રક્ષા કરી હતી તે રીતે આજ મારી શરણ આવેલાની કેમ રક્ષા કરતા નથી ? હે દીનવત્સલ ! જે મુજબ આપે મગધ દેશના રાજા જરાસંધના બંદીખાનાથી રાજાઓની રક્ષા કરી હતી તે મુ-જબ મારી શરણ આવ્યા છતાં આજ કેમ રક્ષા કરતા નથી ? હે દીનોની ઉપર વ્હાલ રાખનાર આપે જેમ ઝટ આવી ગ્રાહનાં મ્હોં-માંથી હાથીની રક્ષા કરી હતી, તેમ મારી શરણ આવ્યા છતાંકેમ

આજ રક્ષા નથી કરતા ? નારાયણ બોલ્યા—આ રીતે બહુ રૂપ એવા કૃષ્ણને જણાવી આંસુથી ભરેલ મ્હોવાળો ધણી વગરનો જગત્ પતિની પાસે ઉભેલો મલમાસ ચૂપ રહ્યો.

તે વખતે તુરત કૃપાથી અતિ ભિંજાએલા, શ્રીહરિ પાસે ઉભેલા, દીન મુખવાળા, મલમાસને કહેવા લાગ્યા શ્રીહરિ બોલ્યા—હે વત્સ! હાલ કેમ બહુજ દુઃખમાં ડુબેલા છો ? આવું મોટું શું દુઃખ તારા માનમાં છે? મારે શરણે આવેલો ફરી શોક પામવા યોગ્ય નથી માટે હું તુને દુઃખમાં ડુબેલાને તારિશ, શોક ન કર અહિં આવવાથી મહા દુઃખી અને પાપી પણ શોક પામતો નથી અને તું અહિં આવી શા માટે શોકગ્રસ્ત મનવાળો છો? શોક વગરનાં, જરા વગરના, નિત્ય આનંદથી સહિત મૃત્યુ રહિત, એવા વૈકુંઠને પામ્યા છતાં તું કેમ દુઃખી છે ? તનેં અહિં દુઃખિત જોઇ વૈકુંઠમાં વસનારાઓ અતિ વિસ્મય પામ્યા છે, હે વત્સ ! તું શા સારૂં મરવા ઇચ્છાવાળો છો?તે મને હમણાં કહે. શ્રી નારાયણ બોલ્યા—આ પ્રમાણે ભગવાનનું બોલવું સાંભળી ભાર ને ધારણ કરનારો જેમ ભાર રહિત થાય તેમ શ્વાસોચ્છ્વાસથી યુક્ત મલમાસ કૃષ્ણ પ્રત્યે બોલ્યો અધિકમાસ કહેવા લાગો—હે ભગવાન્! આપે આકાશની પેઠે સઘળે ઠેકાણે જગતમાં વ્યાપી રહ્યા છો માટે સર્વમાં આપનું કશુંપણ અજાણ્યુ નથી.

આપ સર્વના સાક્ષી, ચરાચરમાં રહેલા, સર્વને જોનાર તથા વ્યાપક છો, એરણની પેઠે વિકારના આપના સ્વરૂપમાં સઘળાં પ્રાણીયો નિયમથી રહ્યા છે. હે જંગત્ના નાથ ! આપના વિના કશું પણ નથી.હે ભગવાન્ ! નિર્ભાગ્યપણાથી મારૂં દુઃખ આણ્યો છો. તો પણ હે નાથ ! છેડા વગરનુ મારૂં અરૂવટ દુઃખ કહુ છું તેવું દુઃખ મેં કોઇનું પણ

જોયું નથી અને સાંભળ્યું પણ નથી. લવ, મુહૂર્ત, પક્ષ, માસ, દિવસ અને રાત્રિ તેઓ હમેશાં સ્વામિયોના અધિકારો સહિત નિ-ર્ભયપણાથી સુખ પામે છે. મારૂં નામ નથી, મારો કોઇ ધણી નથી અને મને કોઇનો પણ આશરો નથી. માટે ધણીવાળા સબળાઓયે સારાં કર્મથી મારો તિરસ્કાર કરયો છે. આ આંધલો મલમાસ ખા-ળમાં પડે. એમ મારો ત્યાગ કરેલ છે. તેથી મરવા ચાહું છું; પણ હું જીવવા ચાહતો નથી. હે મહારાજા! ખરાબ જીવન કરતાં મરવું ઉત્તમ છે. નિરંતર વળેલો કેમ સુઈ શકે, આથી વધારે કહેવાનું બાકી કશું નથી. આપ દેવ તથા પુરાણોમાં પારકાનાં દુઃખને ન સહન કરનાર, ઉપકાર જેને વ્હાલો છે એવા પુરૂષોમાં ઉત્તમ જગ જાહેર છો, માટે પોતાનો ધર્મ વિચારી જેમ ઇચ્છા હોય તેમ કરો. વારંવાર પામર માણુસે મોટા સમર્થને કહેવું વ્યાજબી નથી.

હું મરીશ, હું મરીશ, હું મરણ પામીશ, આ પ્રમાણે ઘણી વાર કહી હે નારદ! એ મલમાસ ચૂપ રહ્યો. ત્યાર પછી એકદમ શ્રી લ-ક્ષ્મીના પતિ વિષ્ણુના પાસે પડયો,ત્યાં તેને પડેલો જોઇ સભા અતિ વિસ્મયવંત થઈ. શ્રીનારાયણ બોલ્યા–આ પ્રમાણે કહી જ્યારે અધિક માસ બંધ પડયો ત્યારે ઘણી કૃપાના ભારથી ખેદ પામેલા શ્રીકૃષ્ણ ચંદ્રમાની પેઠે તેને મુખ પ્રાપ્ત કરતાં મેઘનાગભીર સરખું રમણીય બોલ્યા. સૂત બોલ્યા હે વિપ્રો! વેદની સમૃદ્ધિને આશ્રય કરનારા નારાયણનું છ પાપોના સમૂહ રૂપ સમુદ્રમાં વડવાગ્નિરૂપ, શુદ્ધ વ-ચન સાંભળી અતિ રાજી થયેલા મનથી આદિ પુરૂષ વિષ્ણુનાં વ-ચનો સાંભળવાને ઇચ્છિતા મુનિ બોલ્યા. આ રીતે બૃહન્નારદીયનાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં વિજ્ઞપ્તિ નામનો ચોથો અધ્યાય થયો. ॥૪॥

---

## પાંચમો અધ્યાય.

**નારદ પૂછવા લાગ્યા**—હે તપના ખજાના રૂપ મહાભાગ, તેનું વચન સાંભળી વિષ્ણુએ પગની પાસે પડેલાં, અધિક માસને શુ કહ્યું ? શ્રીનારાયણ બોલ્યા—હે પાપથી રહિત મુનિયોમાં શ્રેષ્ટ નારદ ! તમે મને સારી કથા પુછોછો માટે ધન્યછો વિષ્ણુએ જે કહ્યું તે કહેવું સાંભળો. શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન ! ત્યાં બનેલી બિના તમારી આગાડી કહુંછું તે સાંભળો. તે વેળાએ વિષ્ણુએ કટાક્ષથી હુકમ કરેલો ગરૂડ પક્ષી પાંખથી તે મૂર્છા પામેલા માસને વાયરો નાંખવા લાગ્યો. એથી ઉભો થયેલો, તે ફરીને પણ બોલ્યો હે પ્રભુ આ મને ગમતું નથી.

અધિક માસે કહ્યું—હે જગત્‌ના બનાવનાર ! રક્ષા કરો ! રક્ષા કરો ! હે જગત્પતિ વિષ્ણુ ! મને પાળો. હે નાથ ! શરણ આવ્યા છતાં મને કેમ ગણકારતા નથી ? આ પ્રમાણે બોલી થરથર કંપતા તથા વારંવાર વલોપાત કરતા તે માસ પ્રત્યે વૈકુંઠમાં રહેનાર, ઇંદ્રિયોના નિયંતા વિષ્ણુ બોલ્યા, વિષ્ણુએ કહ્યું—હે સ્વામિથી રહિત પુત્ર ! ઉભો થા. ઉભો થા, તારૂં સારૂં થશે, ખેદ ન કર, તારૂં દુઃખ મહાકષ્ટથી મટે એવું મને ભાસે છે. આ રીતે કહી જરાવાર તેનો ઉપાય મનમાં વિચારી પછી પૂરો નિશ્ચય કરી મધુ દૈત્યને મારનાર વિષ્ણુ વચન બોલ્યા શ્રીવિષ્ણુએ કહ્યું—હે વત્સ ! મારી સાથે યોગિને દુર્લભ એવા ગોલોકમાં ચાલ કે જ્યાં પુરૂષોમાં ઉત્તમ, સમર્થ, ગોપિયોનાં ટોળાંની વચમાં રહેલા, બે ભુજાવાળા, મુરલીને ધારણ કરનાર, નવા મેઘઘટાના સરખા શ્યામ, રાતાં કમલનાં સરખાં નેત્રવાળા, શરદ

ઋતુની પૂર્ણિમાના ચંદ્રથી અધિક શોભિતા મ્હોંવાળા, ક્રોડો કામદેવોની સુંદરતાને રમવાનાં સ્થળરૂપ, મનોહર, પીળાંવસ્ત્રને ધારણ કરનાર, વનમાલાથી શોભિત, સારાં રત્નોથી જડેલાં આભૂષણોવાળા. પ્રેમથી શોભનાર, ભક્તવત્સલ, ચંદનથી છંટાએલ સર્વ અંગવાળા, જેની છાતિમાં શ્રીવત્સનામનું ચિન્હ છે એવા, ચલકતા કૌસ્તુભ મણિથી શોભિત, સારાં રત્નોના સારથી રચેલ મુકુટવાળા, કુંડલોવડે ઉજ્વલ, રત્નમય સિંહાસન ઉપર બિરાજમાન થયેલ અને પાર્ષદોએ વિંટેલા, ભગવાન્ કૃષ્ણ રહે છે. તેજ પરબ્રહ્મ પુરાણ પુરૂષોમાં ઉત્તમ, સ્વેચ્છામય, સર્વનાં બીજારૂપ, સર્વનો આધાર ઉત્તમથી ઉત્તમ, ઇચ્છાથી રહિત, અતિપૂર્ણ પ્રભુ, માયાથીપર, નિર્ગુણ અને નિત્ય શરીરવાળા ઇશ્વર છે ત્યાં જઇયેં એટલે શ્રીકૃષ્ણ તારૂં દુઃખ ભાંગશે, શ્રીનારાયણ બોલ્યા—આવું કહી તેને હાથ ઉપદ ધરી વિષ્ણુ ગોલોકમાં પધાર્યા હે મુનિ! પૂર્વે પ્રલય સમયે જે એક, અજ્ઞાનરૂપ ગાઢ અંધકારને ટાળનાર, જ્ઞાનના માર્ગને પ્રકાશિત કરનાર, તેજ રૂપ, ક્રોડો સૂર્યના જેવો, સત્ય, સખ્યાથી દહિત, અને સર્વના કારણ રૂપ હતો તે સ્વેચ્છાવાળા પ્રભુના અતિ સ્પષ્ટ, મ્હોંરાં તેજ રૂપ છે. તેની માંહેલી કોર મનને હરનારા ત્રણ લોક છે હે મુનિ! તેની ઉપર બ્રહ્મની પેઠે હમેશાં રહેનારો ત્રણ ક્રોડ યોજન લંબાઇવાળો, મંડલના આકારથી વિસ્તાર પામેલો, તેજઃસ્વરૂપ, અતિ મોટી રત્નની પૃથ્વિવાળો, ઉત્તમ, યોગિયોએ સ્વપ્નમાં પણ નહિ જોવાય એવો, વૈષ્ણવોએ જોવાય અને જવાય એવો ઇશ્વરે ઉપાયોથી ધારણ કરેલો, અકાશમાં રહેલ, ચાહવા યોગ્ય, મનની પીડા, રોગ, વૃદ્ધાવસ્થા મરણ શોકતે ભયથી રહિત, અને સારાં રત્નોથી અસંખ્ય મંદિરોથી શોભિત ગોલોક છે. તેની હેઠળ જમણી તથા ડાબી બાજૂમાં તેના

સરખો અતિ મનોહર, વૈકુંઠ અને શિવલોક પચાસ ક્રોડના વિસ્તારથી છે. ક્રોડો યોજન વિસ્તાર પામેલો વૈકુંઠનાલોક મંડલના સરખા આકાર વાળો છે કે જ્યાં શોભિત પીતાંબરવાળા સુંદર, શંખ, ચક્ર, ગદા ને કમલની શોભાથી યુક્ત ચાર ભુજાવાળા, વૈષ્ણવો તથા ઝાંઝર અને કટીમેખલાના અવાજવાળી લક્ષ્મી જેથી સઘળી સ્ત્રીઓ રહે છે, ડાબી તરફ ક્રોડો યોજના વિસ્તારો સૃષ્ટિમાં પ્રલયથી શૂન્ય, પાર્ષદોએ વિંટેલો, શિવલોકછે.જ્યાં મહાભાગ્યવાન, જટાજૂટવાળા,ભસ્મથી ભરેલ સર્વ અંગ વાળા, સર્પઅને જનોઇને ધારણ કરનારા, આઠમનાચંદ્ર સરખા કપાળપાળ, જેમના હાથ ત્રિશૂળ તથા પટ્ટીશ છે એવા, ગંગાને ધારણ કરનારા, ત્રણ નેત્રવાળા, જયથી શોભનારા સઘળા ગણો વસે છે. ગોલોકની માંહે અતિ મનોહર અતિ આનંદ હમેશાં દેનાર, ઉત્તમ આનંદનું કારણ તેજ છે.

તેજ આનંદને ઉત્પન્ન કરનાર, ઉત્તમથી ઉત્તમ, નિરાકાર ને યોગિયો તેનું સદાકાળ જ્ઞાનરૂપ દષ્ટિવાળા યોગથી ધ્યાન કરે છે. તે તેજના મધ્યમાં અત્યંતમાં અત્યંત મનોહર નીલકમલની પાંખડી સરખું સ્યામ રૂપ, કમળના સરખાં રાતાં નેત્રવાળું, ક્રોડો માણેકઠારી પુનેમના ચંદ્રોની શોભાથી અધિક શોભિત મુખવાળું, ક્રોડો કામદેવોની સુંદરતાને રમવાનાં ઠેકાણાં રૂપ, મનને હરનાર, જેની બે ભુજા છે, જેના હાથમાં મુરલી છે, જેના વસ્ત્રો પીળાં છે, જેની છાતિમાં શ્રીવત્સ ચિન્હ છે, એવું, મંદહાસ્ય સહિત, ચળકતા કૌસ્તુભમણિથી શોભિત, સારાં રત્નોથી જડેલ મુકુટ અને કડાંઓથી ઉજવળ, રત્નનાં સિંહાસન ઉપર રહેલ, તથા વનમાળાથી શોભિત રૂપ છે. તેજ પરબ્રહ્મ પૂર્ણ, શ્રીકૃષ્ણ એવા નામ

વાળા, સ્વેચ્છામય, સર્વના કારણરૂપ, સર્વના આધાર, ઉત્તમથી ઉત્તમ, કિશોર અવસ્થાવાળા, સદા ગોવાળના વેશને ધરનારા, ભક્તોની ઉપર મેહેરબાની કરનાર, બેગરજુ, વિકારથી રહિત, અતિપૂર્ણ, સમર્થ, રાસમંડપના વચમાં રહેલા, શાંત, રાસના નાયક, હરિ, મંગળરૂપ, મંગળને યોગ્ય, સર્વ કલ્યાણોના કલ્યાણ રૂપ, અતિ આનંદથી શોભિત, સત્ય, પડવાપણાથી રહિત, અવિનાશી, સઘળા સિધ્ધોના અધિપતિ સમસ્ત સિદ્ધિયોરૂપ, સિદ્ધિને દેનાર, માયાથી શ્રેષ્ટ, ઈશ્વર, નિર્ગુણ, નિત્ય શરીરવાળા, પ્રથમ પુરૂષ, ન જણાય એવા, ઈંદ્રિરૂપ, ઘણાઆયે સ્તુતિ કરેલાં, શાંત, શાંતિપરાયણ, સ્વતંત્ર, એક પરમાત્માના સ્વરૂપને શાંત વૈષ્ણવો ધ્યાન કરે છે. આ પ્રમાણે શ્રેષ્ટરૂપને ધારણ કરનાર તે એકજ ભગવાન્ છે. શ્રીનારાયણ બોલ્યા આતું કહી ત્યાંથી વિષ્ણુ અધિકમાસની સાથે રજોગુણથી રહિત જનોએ વિંટાએલા ઉત્તમ ગોલોકમાં ગયા. સૂત બોલ્યા "આ પ્રમાણે સત્કારને ગ્રહણ કરનારી વાણી કહી મુનિયોના પતિ નારાયણ મૌન પણે બિરાજ્યા. ત્યારે મુનિ નારદ મોટા આનંદથી આનંદના ખજાનારૂપ કૃષ્ણની નવી કથા સાંભળવાની ઇચ્છાથી વચન બોલ્યા. આવી રીતે બૃહન્નારદીય પુરાણના શ્રીનારાયણ ને નારદના સંવાદવાળા પુરૂષોત્તમ માહાત્મ્યમાં વિષ્ણુનું ગોલોકમાં જવું આ નામનો પાંચમો અધ્યાય થયો. ૫

---

## અધ્યાય ૬ ઠો.

**નારદે પૂછયું**—હે પાપથી રહિત ! વૈકુંઠના અધિપતિએ ગોલોકમાં જઇ શું કર્યું ? તે મને સાંભળવાની ચાહના છે માટે

કૃપા કરી કહો શ્રીનારાયણ બોલ્યા—હે પાપથી રહિત નારદ ! ત્યાં જે થયું તે તમને કહુંછું માટે સાંભળો. વિષ્ણુ અધિક માસની સંગાથે ગોલોકમાં ગયા તેના વચ ( વિષ્ણુએ ) મણિમય થાંભલાઓથી અતિ શોભિત, તેજનાં સ્થાનરૂપ, મનને હરનાર વેગળેથી ભગવાનનું મંદિર જોયું તેના તેજથી નેત્રો મિચાવાનેલીધે ધીરેથી નેત્ર ઉઘાડી એ વિષ્ણું અધિક માસને પોતાની પાછળ કરી ધીરે ધીરે હીંડવા લાગ્યા. આનંદ સહિત અધિક માસની સાથે મંદિરની હીડ નજીક પહોચવાથી ઉભા થયેલાં દ્વારપાલોયે ચરણમાં વંદનકરાએલા વિષ્ણુ ધીરેથી ભગવાનના મંદિરમાં પેઠા, તેની શોભાથી જેના નેત્ર હરાયલછે એવા લક્ષ્મીના પતિ વિષ્ણું ત્યાં જઈ ગોપિયોનાં ટોળાંની વચમાં રહેલા, રત્નના સિહાસન ઉપર બિરાજેલા, પુરૂષોમાં ઉત્તમ, શ્રી કૃષ્ણને તુરત પગે લાગ્યા અને બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યા. શ્રી વિષ્ણુએ કહ્યું—ગુણોને ઉલ્લંઘન કરી રહેલા, ગોપોના ::પતિ, એકઅક્ષર, નહિ જણાય એવા, ઓછાશથી રહિત, જણાય એવા, ગોવાળના વેશને ધારણ કરનાર. કિશોર અવસ્થાવાળા, શાંત, ગોવાલણોના કાંત, મનોહર, નવામેઘના જેમા સ્યામ, ક્રોડો કામદેવના સરખા સુંદર, વૃંદાવન વનના મધ્ય રાંસમંડલમાં રહેલા, શોભિત પીતાંબર વાળા, શાંત, ત્રિભંગગથી સુંદર આકારવાળા, રાસનાં અધિપતિ, રાસની શોભામાં ઉત્સાહવાળા, બે ભુજાવાળા, જેના હાથમાં મુરલી છે અને જેનાં વસ્ત્ર પીળાં છે એવા અવિનાશિ વિષ્ણુ ( વ્યાપક ) ને વંદન કરૂછું.

આ પ્રમાણે કહી તેને નમન કરી તેના હુકમથી પાર્ષદોએ સત્કાર કરેલા તે વૈકુંઠવાસી વિષ્ણુ ઉત્તમ સિહાસન પર બિરાજ્યા. નારાયણ બોલ્યા—આં પ્રમાણે વિષ્ણુએ કરેલી સ્તુતિનો સવારમાં

ઉઠી જે પાઠ કરે છે તેનાં પાપો નાશ પામે છે, નઠારાં સ્વપ્ન સારૂ ફલ આપે છે, કૃષ્ણમાં પુત્ર તથા પૌત્રને વધારનારી ભક્તિ થાય છે અપકીર્તિ ક્ષય પામેછે,અને થોડા વખતમાં સત્કીર્તિ વધે છે. આસન ઉપર બિરાજેલા પછી વિષ્ણુ તે કૃષ્ણની પાસે થર થરતા તે માસને શ્રી કૃષ્ણનાં ચરણકમલમાં નમાવ્યો. તે વખતે શ્રી કૃષ્ણે પૂછયું આ કોણુ છે કયાંથી અહિ આવ્યો છે અને શા માટે રૂવે છે ! ગોલોકમાં કોઇ પણ દુઃખ પામતો નથી ને ગોલોકમાં વસનારા સર્વે સદા આનંદમાં નિમગ્ન હોવાથી સ્વપ્નમાં પણ નઠારા સંબંધવાળી દુષ્ટ વાત સાંભળતા નથી; માટે હે વિષ્ણુ ! નેત્રોમાંથી આંસુ કહાડતો આ કેમ મારી આગળ દુઃખિત રહેલો વારંવાર ધ્રુતે છે ? શ્રી નારાયણ બોલ્યા---નવા મેઘના મંડલના સરખી મનોહર, ગોલોકના નાથનું વચન સાંભળી વિષ્ણું સિંહાસન ઉપરથી ઉઠી સત્રળું, મલમાસનું દુઃખ કહેવા લાગ્યા. વિષ્ણુએ કહ્યું-હે વૃંદાવનના ચંદ્ર, હે મુરલીને ધારણ કરનાર શ્રી કૃષ્ણ, તમારી આગળ અધિક માસનું દુઃખ કહું છું તે સાંભળો આ ધણી વગરનો છે માટે એને લઇ હું અહિ આવ્યો છું આપ આના આકરા દુઃખ રૂપિ વનના અગ્નિને દુર કરો. આ સુર્યની શંક્રાતિથી રહિત, અધિક માસછે. વળી આ, નિધણી માતા મેલો અને સદા સારાં કર્મમાં ના લાયક મહિનામાં સ્નાન કરવું નહિ, આ પ્રમાણે સ્વામિના ગર્વવાલા સત્રળાં, વનસ્પતિ વેલ્યો વગેરે, બાર માસ કલા, કાષ્ટા લવ વગેરે, અયન તથા બધોએ તિરસ્કાર કરાયલો છે. આવા. દુઃખરૂપ અગ્નિથીજ બળેલો આ મારવાને તયાર થયો, પછી બીજા દયા લુઓએ મોકમરવાને તૈયાર થયો પછી બીજા દયાંળુઓયે મોકલેલો મારી પાસે આવ્યો. હે ઇંદ્રિયોના અધિપતિ ! શરણની ઇચ્છાથી થરથર કંપતો

વારેવારે રોતો, સઘળું આડચ વગરનું દુઃખ જણાવવા લાગ્યો આનું માટું દુઃખ આપના વિના નિવારણ થાય એવું નથી.

આશરા વગરનાને હાથ ઉપર કરી આપની પાસે આવ્યો છું. આપ પારકાનું દુઃખ ખમી શકતા નથી આવું વેદને જાણનારાઓ કહેછે માટે આને કૃપાથી અભય અને સુખી કરો. હે જગતના નાથ ! આપનાં ચરણકમળને પામેલો શોક કરતો નથી આવું વેદને જાણનારાનું વચન કેમ ખોટું થાય ? મારે માટે પણ આના દુઃખનું નિવારણ કરવું જોઇએ. હું સઘળું છોડીને આવ્યો છું. માટે મારૂં આવવું સફલ કરો. ક્યારે પણ પ્રભુની નજીકમાં વારંવાર બોલ્યા કરવું નહિ આવું હમેશાં નીતિમાં કુશલ, મોટી બુદ્ધિવાળાઓ કહે છે માટે વધારે કહેતો નથી. આ રીતે સર્વાત્મા કૃષ્ણને જણાવી બે હાથ જોડનારા વિષ્ણુ તેનું મુખકમલ જોતાં ભગવાનની પાસે ઉભા રહ્યા. ઋષિયો બોલ્યા હે સૂત ! હે સૂત ! તમે મોટું દાન કરનાર છો કે જેનાં મુખથી અમે સેવવા યોગ્ય, વિષ્ણુની લીલાની કથા રૂપ અમૃતને પિયેં છિયેં માટે ઘણા વર્ષો સુધી જીવો. હે સૂત ! ગોલોકમાં વસનારાએ શું કહ્યું ? તથા શું કર્યું એ કહો કેમકે વિષ્ણુ ને શ્રીકૃષ્ણનો સંવાદ સર્વ લોકનું ભલું કરનારો હોય છે. હે સૂત ! બ્રહ્માના પુત્ર નારદેં ઋષિઓમાં મુખ્ય એવા નારાયણને શું પૂછ્યું તે હવે કહો, તે નારદ મોટા, ભગવદ્ભક્ત અને તપ કરનારા નારાયણનાં શરીર રૂપ છે માટે તેણે પૂછેલું વચન ઉત્તમ ઔષધ રૂપ હશે. આ પ્રમાણે બૃહનારદીયપુરાણનાં પુરૂષોત્તમનાં માહાત્મ્યમાં શ્રીનારાયણ ને નારદના સંવાદ વિષે પુરૂષોત્તમ વિજ્ઞપ્તિ નામનો છઠો અધ્યાય થયો. ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો.

સૂત બોલ્યા—હે તપોધન ! તમોએ જે પ્રશ્ન કર્યો તે તુરત જનારા નારદે કર્યો હતો અને જે ઉત્તર ઈશ્વર નારાયણે કહ્યો હતો તે કહું છું. નારદે પૂછ્યું—હે બદરીકાશ્રમના અધિપતિ ! જ્યારે વિષ્ણુ બીજાનું અપાર બીજાનું દુ:ખ જણાવી મૌન રહ્યા ત્યારે શ્રેષ્ઠ પુરૂષોત્તમે શું કર્યું ? તે હવે કહો. શ્રી નારાયણે કહ્યું—હે વત્સ નારદ ! હમેશાં આસ્તક, સાંભળવાને ચાહનાર, અને કપટથી રહિત સારા ભક્તને કહેવું જોઇએ માટે ગોલોકના પતિએ વિષ્ણુને જે કહ્યું તે છાનું છે તે છતાં પણ કહું છું. આ સારી કીર્તિને, પુણ્યને, યશને, સારા પુત્રને દેનાર, રાજાઓની વંશ વૃદ્ધિ કરનાર, દરીદ્રપણાને ટાલવામાં દાવાગ્નિરૂપ, અને મોટાં પુણ્યવાળાઓયે અનન્ય ભક્તિથી સાંભળવા તથા કરવા યોગ્ય છે. શ્રી પુરૂષોત્તમ બોલ્યા હે વિષ્ણુ ! આપ મલમાસને હાથમાં ધરી જે અહિં પધાર્યા તે સારૂં કર્યું, આથી જગત્માં કીર્તિ પામશો, આપે જે જીવને અંગીકાર કર્યો છે તે મેં પણ કર્યો છે, આથી આને સર્વના ઉપર ગુણો, કીર્તિ, મહિમા ૭ એશ્વર્ય, પરાક્રમો, ભક્તોના વરદાન, અને બીજાપણ મારા ગુણોથી મારી બરાબર કરૂં છું. જે રીતે હું આ ગુણોથી જગત્માં પુરૂષોત્તમ પ્રસિદ્ધ છું તે રીતે આ પણ લોકોમાં પુરૂષોત્તમ નામથી પ્રસિદ્ધ થશે. હે મધુદૈત્યને મારનાર વિષ્ણુ ! મારામાં જે ગુણો છે તે બધાએ મેં આને અર્પણ કર્યાં છે.

લોક તથા વેદમાં મારૂં પુરૂષોત્તમ નામ પ્રસિદ્ધ છે તે પણ આપની પ્રસન્નતા માટે મેં આને આપ્યું છે અને હુંજ આનો સ્વામી થયો છું. આનાં નામથી તમામ જગત્ પાવન

થશે, આ માસ મારી સમાનતા પામવાથી માસોનો અધિપતિ થશે. વળી વિશ્વમાં પૂજવા, નમવા યોગ્ય અને સધળા પૂજનારાઓનાં દુઃખ તથા દરિદ્રતાને ખંડનાર થશે. મહિનાઓ સકામ અને મેં આને નિષ્કામ કર્યો છે એટલુંજ નહિ પણ મેં મારી બરોબર, સર્વ લોકોના મોક્ષને આપનાર કર્યો છે. કામનાથી રહિત અથવા સર્વ કામનાવાળો જે આધક માસને પૂજશે તે કર્મોને બાળી નિઃસંદેહજ પામશે. હે ધ્વજઉપર ગરૂડને ધારણ કરનાર વિષ્ણુ! જે માટે મહા ભાગ્યવાન્ યતિયો, બ્રહ્મચારિયો, અને મહાત્માઓ, અન્ન છોડી ફ્લ ને પાંદડાં ભર રહી તપ કરે છે. વળી વર્ષાકાલમાં તમામ આશ્રયથી રહિત બીજા કામ ક્રોધને તજી ઇંદ્રિયોને જીતિ ટાઢ તડકાને સહન કરી યત્ન કરે છે તો પણ મારા તે અવિનાશી, ઉત્તમ પદને પામી શકતા નથી. પુરૂષોત્તમનો ભક્ત તો મહિના માત્રમાં અનાયાસે ધડપણ અને મૃત્યુથી રહિત, તે પદને પામે છે. આ પુરૂષોત્તમ માસ સર્વ સાધનોથી શ્રેષ્ઠ અને સર્વ કામનાઓના અર્થની સિદ્ધિને આપનાર છે માટે સેવવો. જે રીતે હળથી ખેડેલી જમીનમાં વાવેલાં બી ક્રોડો ઘણાં વધે છે તે રીતે મારા પુરૂષોત્તમ માસમાં કરેલું પુણ્ય ક્રોડ ઘણું વધે છે. કેટલાએક ચોમાસમાં યજ્ઞ ફળ વડેથી સ્વર્ગને પામે છે અને ત્યાં બનેલા સુખને મેળવી પાછા પૃથ્વતલમાં આવે છે, પણ જે આદરથી વિધિ પ્રમાણે પુરૂષોત્તમને સેવન કરે છે તે પોતાના કુલને તારી સંદેહ વિના મનેજ પામે છે. મને પામેલો માણસ આ સંસારમાં મૃત્યુના ભયથી આકુલ, મનની પીઢા, રોગ અને ધડપણાથી જન્મને ફરી પામતો નથી. જેને પામી પાછો આવતો નથી તે, મારૂં ઉત્તમ ધામ છે. આવું સત્ય વેદનું વચન છે, તે કેમ મિથ્યા થાય? આ

માસનો સ્વામી હું છું અને મેંજ આની પ્રતિષ્ઠા કરી છે. પુરૂષોત્તમ એવું મારૂં નામ છે તે પણ મેં આને બક્ષ્યું છે. માટે આના ભક્તોની રાત દિવસ મને ચિંતા છે અને મારે જે સઘળી તેના ભક્તોની મન કામના પૂર્ણ કરવી છે. ક્યારેક મારા ભક્તોનો અપરાધ ગણાય છે; પણ પુરૂષોત્તમના ભક્તોનો અપરાધ ક્યારેપણ ગણાતો નથી. હે વિષ્ણુ !- મારી આરાધનાથી મારા:ભક્તોની આરાધના મને વ્હાલી છે. કોઇ વેળાએ મારા ભક્તની કામના દેવામાં હું ઢીલ કરૂં છું,

પણ મારા માસમાં ભક્તોની કામનાને દેવામાં ક્યારે પણ હું વાર લગાડનાર નથી. કેમકે જે મારા માસના ભક્તો છે તે મને અત્યંયત વ્હાલા છે આ મહિનામાં જે અતિ મૂર્ખ જનો જપ દાન સત્કર્મ ને સ્નાનથી રહિત, અને દેવ તીર્થ તથા બ્રાહ્મણોનો દ્વેષ કરનારા છે તેઓ દુર્ભાગ્ય વાળા, દુષ્ટને બીજાનાં ભાગ્ય ઉપર જીવનારા થાય છે તેઓને કોઈ વખતે સ્વપ્નમાં પણ સસલાનાં શિંગડાંની પેઠે સુખ નથી. જે મુરખ જનો, મારા વ્હાલા મલમાસનો તિરસ્કાર કરશે અને જેઓ ધર્મ આચરશે નહિ. તેઓ હમેશાં વસનારા થશે. જેઓ ત્રિજે ત્રિજે વર્ષે પુરૂષોત્તમ માસને પામી ધર્મ કરસે નહિ તેઓ કુનીપાક નરકમાં પડશે. વળી આ લોકમાં દુઃખરૂપિ વનના અગ્નિમાં મહામૂર્ખ જનો પુત્ર, પૌત્ર અને સ્ત્રીથી થયેલાં મોટા દુઃખને પામશે જેઓનો અજાણતાં શ્રીમાન્ અતિ પુણ્યરૂપ, મારો પુરૂષોત્તમ માસજાય તેઓ શી રીતે સુખથી વધી શકે ? સારાં ભાગ્યવાળી જે સ્ત્રીઓ પુત્રનાં સુખ તથા સૌભાગ્ય માટે પુરૂષોત્તમ માસમાં સ્નાન, દાન અને પૂજા વગેરે

કરશે તેઓને હું સૌભાગ્ય, સંપત્તિ, સુખ અને પુત્ર આપીશ, જે સ્ત્રીઓનો મારા નામવાળો પુરૂશોત્તમ માસ નકામા જશે તેઓને હું અનુકૂળ નહિ રહું, ધણીનું મુખ નહિ થાય, અને ભાઇ, પુત્ર વથા ધનનું સુખ સ્વપ્નમાં પણ દુર્લભ થશે. માટે સઘળાઓયે સંપુણ મનથી સ્નાન પુજા ને જપ વગેરે વિસેષે કરીને અને દાન શક્તિને અનુસરિ કરવુ. જે આ પુરૂષોત્તમ મહિનામાં ભક્તિથી મારી પૂજા કરશે તે ધન તથા પુત્રના મુખને ભોગવ્યા પછી ગોલોકમાં વાસ કરનાર થશે. સઘળા મહિનાઓમાં આને ઉત્તમ કર્યો છે માટે મારી આજ્ઞાથી સર્વ જનો મારા માસને પૂજશે. આ કારણથી હેલક્ષ્મીનાપતિ વિષ્ણું ! આપ અધિકમાસની ફિકર છોડી આ પુરૂષોત્તણને લઇ જેની તુલના નથી એવા વૈકુંઠમાં શ્રી નારાયણ બોલ્યા–આવું રસિક કૃષ્ણનું વચન સાંભળી વિષ્ણુ બહુજ આનંદથી એ માસને લઇ નવા મેઘના સરખી કાંતિવાળા દેવને પ્રણામ કરી ઝટ ગરૂડઉપર બેસી પોતાને સ્થાનકે પધાર્યા. આ રીતે બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમમાહાત્મ્યના નારાયણને નારદના સવાદમાં અધિકમાસ એશ્વર્ય મળ્યું આ નામનો સાતમો અધ્યાય પૂર્ણ થયો. ૭

---

## અધ્યા ૮ મો.

સૂત બોલ્યા––હે તપરૂપિ ધનવાળાઓ વિષ્ણુને શ્રી કૃષ્ણુનો સંવાદ સાંભળી પ્રસન્ન મનવાળા નારદે ફરીને પણ પ્રશ્ન કર્યો નારદ પૂછવા લાગ્યા–હે પ્રભુ ! જ્યારે રૂકિમણીનાપતિ વિષ્ણુ વૈકુંઠમાં સીધાવ્યા ત્યારે તે પછી શું થયું ? તે અને આદિ પુરૂષ અર્જુન

અને શ્રી કૃષ્ણનું સર્વ લોકોનું સદા હિતકારી વૃત્તાંત કહો. આવું પૂછવાથી હર્ષ પામેલા મોટું જગતને આનંદ આપનારૂં વૃત્તાંત એને કહેવા લાગ્યા શ્રી નારાયણ બોલ્યા–હે નારદ ! રૂક્મિણીના નાથ વિષ્ણુ ગોલોક વાસિને મળ્યા પછી આનંદથી સિધાવ્યા વૈકુઠમાં અને ત્યાં જઈ તે અધિક માસને પણ પાસે વસાવ્યો જ્યારે ત્યાં તે નિવાસ-ને પામ્યો ત્યારે તે સુખી થયો તથા માસનો અધિપતિ બનવાથી વિષ્ણુની સાથે રમવા લાગ્યો.

માયા ઉપર પ્યાર રાખનારા પ્રભુ એવા વિષ્ણુ મલમાસને બારે માસોમાં ઉત્તમ કરી મનથી પ્રસન્ન થયા. હે મુનિ ! એ પછી યુધિષ્ઠિર તથા દ્રૌપદીને કૃપાથી જોતાં ભક્ત-વત્સલ ભગવાન, કૃષ્ણે અર્જુનને આ વચન કહ્યું શ્રી કૃષ્ણ બોલ્યા–હે રાજાઓમાં શ્રેષ્ઠ ! હું એમ જાણું છું કે તપોવનમાં આવવાથી દુઃખમાં દબેલા તમોએ પુરૂષોત્તમનો આદર કર્યો નથી. વૃંદાવનના ચંદ્રરૂપ કૃષ્ણનો વ્હાલો પુરૂષોત્તમ માસ વનમાં રહેતાં તમારી પ્રસન્નતાથી ગયો; પણ ભય તથા દ્વેષવાળા તમોએ ભીષ્મ, દ્રોણ અને કર્ણથી ભયભીત મન હોવાથી તેને ઓળખ્યો નહિ દ્વૈપાયન વ્યાસથી પ્રાપ્તથયેલી વિદ્યાની આરાધનમાં તત્પર તથા યુદ્ધ-માં શોભનાર અર્જુનઇન્દ્રકીલપર્વતપ્રત્યે ગયો ત્યારે તેના વિયોગથી ક્લેશપામતાં તમોએ પુરૂષોત્તમને જાણ્યો નહિ પણ હવે શું કરિશ-કાય ? માટે અદષ્ટનો આશ્રય કરો.

જેવું પુરૂષોનું ભાગ્ય હોય છે તેવું હમેશાં ભાસે છે, અદષ્ટથી થયેલું ફલ જરૂર ભોગવવું પડે છે. મનુષ્યોયે અદ-ષ્ટથી સુખ, દુઃખ, ભય અને કલ્યાણ પ્રાપ્તી થાય છે

માટે તમે પણ હાલ અદષ્ટમાં આસ્થા રાખી સદા સ્થિતિ કરો. વળી હે મહારાજ ! બીજું પણ તમારા દુઃખનું કારણ ઈતિહાસ સહિત કહું છું, તે મારાં મુખથી સાંભળો શ્રી કૃષ્ણ બોલ્યા—આ મહાભાગ્યવશાળી દ્રૌપદી પૂર્વજન્મમાં મેધાવિ નામના શ્રેષ્ઠ બ્રાહ્મણ થી સારા મધ્યભાગવાળી સુંદર પુત્રી જન્મી હતી, હે રાજન્ તે કેટલોક વખત જતાં રૂપઃને સોદર્યથી શોભિત, નેત્રના કટાક્ષથી શોભનારી દશ વર્ષની થઇ. ચતુરતાના ગુણોથી સંપન્ન, ચતુર એવી ગુણસુંદરી પિતાને એકજ પુત્રી હતી તેથી બહુ વ્હાલી હોવાને લીધે પુત્રની પેઠે હમેશાં લાડ લડાવતાં ક્યારેપણ ઠબકો અપાતી નહતી વળી સાહિત્ય શાસ્ત્રમાં પ્રવીણ અને નીતિમાં પણ નિપુણ હતી. તેની માતા પહેલાં સ્વર્ગમાં જવાથી પિતાએ હર્ષથી તેને પોષી હતી. તે બાળિકા પાસે રહેનારી સખીયોનું સુખ જોઈ તે વખતે પુત્ર તથા પાત્રનાં સુખની ચાહતાથી મને આવું ક્યારે સુખ થશે એમ વિચારવા લાગી. શું કરવાથી ને શું જાણવાથી મને ગુણને ભાગ્યના ખજાનારૂપ પતિ સુખને આપનાર પ્રાપ્ત થાય અને તેના વડે મને ક્યારે સારા પુત્રો થાય ! આવો પૂર્વે ભાગ્યે ભાંગી નાખેલો મનોરથ કરવા લાગી. હું કયા દેવોના અધિપતિને સેવું, કિંવા કયા મુનિની પાસે રહું, અથવા કયા તીર્થનો આશ્રય કરૂં, મારૂં ભાગ્ય કેમ મુઇ ગયું કે કોઇપણ સ્વામી ચાહતો નથી.

અહો પંડિતછતાં પણ પિતા મારા ભાગ્યને વશ હોવાથી મૂર્ખ છે કે જેણે વિવાહનો વખત આવ્યા છતાં મને સમાન વરને આપી નથી. સખીયોના ટોળામાં અધ્યક્ષ એવી કુમારી હું દુઃખથી પીડાઉ છું,જે રીતે મારી સખીયોનો સમુદાય સ્વામિના સુખને જાણનાર છે તે રીતે હું નથી. મારી ભાગ્યવાળી માતા કેમ પેહેલેથી મરી ગઇ ? આ

પ્રમાણે ચિંતાથી આકુલ બનેલી ગાળકી મનોરથરૂપિ મહાસાગરમાંના મોહ રૂપિ જળમાં ડુબતાં શોક ને મોહરૂપ મોજાઓથી પીડાતી હ-તી. ઋષિરાજ હતો એ મેધાવી પૃથ્વિ ઉપર કન્યાને દેવાનાં કારણ-થી સમાન વરને શોધવા ફરતો હતો, પણ તેના સરખો વર નહિ મળવાથી નિરાશ થયો. પુત્રીનાં અને પોતાના ભાગ્યથી સંકલ્પ રૂપિ પાંજરૂં ભાંગવાને લીધે ભાગ્યને યોગે તેને તીવ્ર, ભયંકર તાવ આ-વવા લાગ્યો. ફરકતાં સર્વ અંગોમાં જુદી પડી રહેલી તાપની જવા-ળાથી આકુલ શ્વાસોચ્છ્વાસથી યુક્ત, મોટી દારૂણ મૂર્ચ્છાથી ડેબા ખા-તો અને અત્યંત દારૂ પીવાથી ઉત્તમ બનેલાની પેઠે પૃથ્વિ ઉપર પડતો ઘેર આવતાંજ તે પૃથ્વિ તળે પડયો. જેટલી વારમાં ભયથી વિહ્વલ થયેલી પુત્રી, પિતાની પાસે આવી તેટલી વારમાં બ્રાહ્મણ તેને યાદ કરતો મરવાની વિચારણા કરવા લાગ્યો.

થનારા અર્થ કામના બળેથી કન્યાદાનના પ્રસંગથી થયેલા મહોત્સવથી રહિત હોવાને લીધે એકદમ તેને કંપ થયો. પછી પૂર્વના ગૃહસ્થપણામાં કરેલા ધર્મના પરિશ્રમથી સંસારની વા-સનાને તજીદેઈ તેણે વિષ્ણુના ચરણારવિંદમાં ચિત્ત લગાડયું મેધાવી તુરત કમળની પાંસડી સરખા શ્યામ, ત્રિભંગથી સુંદર આ કારવાળા, પુરૂષોત્તમ એવા શ્રી વિષ્ણુનું સ્મરણ કરવા લાગ્યો. હે રાસના અધિપતિ ! રાધાના પતિ ! અતિ ભયંકર હાથરૂપિ દંડથી દેવતાઓના શત્રુઓને દૂર ફેંકનાર ! અતિ ઉગ્ર દાવાનલનું પાન ક-રનાર ! કુમારિકાઓએ ઉતારેલાં વસ્ત્રોને હરનાર ! ગોપના ઇન્દ્ર ! દુ-ખને હરનાર ! સુર દૈત્યના શત્રુ ! રાધાના નાથ ! જેના ઉદર ઉપર દામ રહેલ છે એવા, અને દીનોના નાથ, હે શ્રીકૃષ્ણ ! ઇન્દ્રિયોના અધિપતિ એવા આપને વારંવાર પગે લાગું છું, માટે સંસારરૂપિ

સમુદ્રમાં ડુબતાં મને બચાવો. આવું દૂરથી મુનિનું બોલવું સાંભળી ઝટ ભગવાનના દૂત વિષ્ણુના લોકથી આવ્યા અને તે પછી મરેલા મુનિને હાથમાં લઇ ઇશ્વરનાં ચરણકમળ હજૂર ગયા. પ્રાણને ઉડી જતા જોઇ 'હાય હાય' એમ તે પુત્રી રોવા લાગી. પિતાના દેહ ને ખોળામાં લઇ બહુ દુ:ખ પામતાં વિલાપ કરવા માંડી. તે બાળકી તો ટીટોડીની પેઠે ઘણી વાર વિલાપ કરી અતિ કષ્ટ વડે વિ-વ્હલ બની જીવતાને કહે તેમ પિતા પ્રત્યે બોલી. બાલાએ કહેવા માંડ્યું–હે કૃપાના સમુદ્ર અને પુત્રીને આનંદ દેનારા પિતા ! આજ કોના ખોળામાં મને રાખી વિષ્ણુ ધામમાં ગયા છો ! હે બાપ ! કાણ મને પિતા વગરની હોવાથી સંભાળશે, મારે ભાઇ નથી, મારે તપસ્વી મા પણ નથી. હે તાત ! કોણ હવે જમાડવામાં અને વસ્ત્ર ઓઢાડવામાં મારી ફીકર કરશે ? હે મુનિશ્રે ! તમારા મનુષ્યો વગરના અરણ્યના સરખા શૂન્ય તથા વેદના અવાજ વગરના આશ્રમમાં હું કેમ રહી શકું ! માટે હવે મરી જ ધશ. મારે જીવવાની શી જરૂર છે ? હે દીકરી ઉપર સ્નેહ રાખ-નાર ! તપના ખજાના રૂપ હે પિતા ! વિવાહ વિધિ કરયા વગર જ કયાં ગયા છો; માટે હે તાત ! આંહિ આવો.

હે તાત ! હજણાં ઘણી વારથી સુતા છો માટે ઉભા થાઓ, ઉભા થાઓ કેમ ચૂપ રહ્યા છો ! અમૃતના સરખી વાણી બોલો. આવું કહી આસુ બાલકી વારંવાર વિલાપ કરવા લાગી, અને ટીટોડીના સરખી અતિ દુ:ખપામેલી પીડાવાળી તે છુટે મ્હોડેથી રોવા લાગી. તે પુત્રીનું રોવું સાંભળી તે વનમાં વસનારા તપસ્વિ બ્રાહ્મણો આ તપોવનમાં કાણ અસંત દયા ઉપજાવે એવું રૂવે છે ? એમ ધારી ફરીથી મેધાવિશ્ર

પિની પુત્રીના શબ્દનો નિશ્ચય કરી ઉતાવળ સહિત, હાહાકાર કરતા ત્યાં આવ્યા. આવીને, સઘળાઓયે પુત્રીના ખોળામાં રહેલા મરેલ મુનિને જોયા ત્યારે વનમાં રહેનારા તમામ મુનિયો રોવા લાગ્યા. તેઓએ પુત્રીના ખોળામાંથી મડદાને સ્મશાનમાં શિવની નજીક લઇ જઇ અં તે કરવાના યજ્ઞના વિધિથી લાકડાં ખડકીને બાળ્યું. બાળીને આવ્યા પછી કન્યાને દીલાસો દઇ તે સઘળાઓ પોતાને ઘેર ગયા અને ક ન્યાએ ધૈર્ય ધરી શક્તિ પ્રમાણે કારજ કરયું. આ પ્રમાણે પિતાની પરલોક સંબંધિ દેહની પાછળ કરવાની ક્રિયા પુરી કરી પુત્રીએ વ નમાં નિવાસ કરયો, કે દાઝેલી કેળ સરખી તે કોમળ બાળકી વા છડાના મરવાથી જેવી ગાય નિસ્તેજ થઈ જાય, તેવી પિતાથી થ યેલા દુ:ખરૂપ વનના અગ્નિથી બળેલી પીડા પામતી હતી. આ પ્ર માણે બૃહન્નારદીય પુરાણનાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રીનારાયણને ના રદના સંવાદ વિષે કુમારી વિલાપ નામનો આઠમો અધ્યાય પૂર્ણ થયો. ૮

---

## અધ્યાય ૯ મો.

સૂત બોલ્યા—ત્યાર પછી નારદ મુનિએ તેને મેધાવિ નામના શ્રેષ્ટ બ્રાહ્મણની પુત્રીનું વૃત્તાંત પૂછ્યું હે મુનિ ! મુનિની પુત્રીએ તે તપોવનમાં શું કર્યું અને કયા ઉત્તમ મુનિયે તેનું પાણી ગ્રહણ ક રયું ? શ્રી નારાયણ બોલ્યા—પોતાના પિતાને યાદ કરીને વારેવારે શો ક કરતાં ને ત્યાં વસતાં તેનો કેટલોક વખત ગયો. ટોળામાંથી જુડી પડેલી મૃગલીની પેઠે એકલી શૂન્ય ઘરમાં બેઠેલી, આંસુઓના પ્ર વાહથી પુર્ણ નેત્રોવાળી, બળતાં હૃદયકમળ વાળી કંડીયામાં રૂંધેલી સર્પિણીના સરખી નિ:શ્વાસ નાંખવામાં તત્પર, દીન, વિચારતાં દુ:ખ

પાર નહિ જોતી, પાતલા પેટવાળી તે કન્યાની પાસે ભવિષ્યનાં બળે મોકલેલા, સમર્થ, એવા ક્રોધી મુનિ એની મેળે તે વનમાં આવ્યા. જેની દૃષ્ટિ માત્રથી સો યજ્ઞ કરનારો ઈંદ્ર પણ ત્રાસ પામે. જાણે સાક્ષાત્ સદાશિવ હોય તેમ જટાથી ઢંકાએલા છે. હે રાજેંદ્ર! તમારી આ માતાને અતિ પૂજા કરવાથી ઘણાજ રાજી થઇ દેવતાઓને આકર્ષણ કરનારી વિદ્યા ( મંત્ર ) આપી હતી. કૃષ્ણ કહે છે હે પૃથ્વિના પાલનાર રાજા! ( અને નારાયણ કહે છે હે નારદ! ) જેને સર્વ દેવતાઓ નમે છે એવો હું છું તેને પણ સાક્ષાત્ રૂક્મિણીની સાથે રથમાં જોડયો હતો જ્યારે એઓએ માર્ગમાં દુર્વાસાથી યુક્ત રથ ચલાવ્યો ત્યારે અતિ તરશથી તાલવું અને હોઠરૂપ પડીઓ સુકાવાને લીધે પૂર્વે જેની ખાંધ ઉપર ધોસરૂં રહેલું હતું એવાં એ રૂક્મિણીએ પાણી પીવાની મરજી મને જણાવી. પ્રિયાના પ્રેમથી ભિંજાતાં ને ચાલતાંજ પગના આગલ્યા ભાગથી પૃથ્વિતલને દાવી ભાગવતી ગંગાને પેદા કરી. હે મહારાજ! તે ઉંચે ગતિ કરનાર બની તેટલાંજ પાણીથી ઉગ્ર, રૂક્મિણીની તૃષાને મટાડનાર થઇ. તે જોઈ તેજ ક્ષણે થયેલા ક્રોધરી બલતા હોય તેમ પ્રલયના અગ્નિની પેઠે ઉભા થયેલા, ોધિ મુનિએ શાપ આપ્યો.

અહો શ્રી કૃષ્ણ! જેથી તમને રૂક્મિણી સદા અત્યંત વ્હાલાંછે તેથી પ્રિયાના પ્રેમ વડે ભિંજાતાં તમે મારૂં અપમાન કરી પોતાની મોટાઇ બતાવતાં પાણી પાયું, માટે તે સ્ત્રી પુરૂષનો જરૂર વિયોગ થશે. આ પ્રમાણે હે યુધિષ્ઠિર! જેણે મને શાપ આપ્યો હતો તેજ મુનિયોમાં શ્રેષ્ઠ સાક્ષાત્ રૂદ્રના અંશથી પેદા થયેલ જાણે બીજા કાલરૂદ્ર હોય તેમ રહેલા, અત્રિઋષિના ઉગ્રતપ રૂપિ કલ્પવૃક્ષના દેવતાઇ ફૂ-

લરૂપ, પતિવ્રતાઓનાં મસ્તકના રત્નરૂપ અનસૂયાના ગર્ભથી ઉત્પન્ન થયેલા, જાણે શરીરને ધારણ કરનાર તપ હોય તેમ દુર્વાસા નામે ધારણ યુક્ત બુદ્ધિવાળા અનેક તીર્થોના જલથી ભિંજાએલ જટાથી શોભિત સારા મસ્તકવાળા મુનિ હતા તેને આવતા દેખી કુમારિકા શોકરૂપિ સમુદ્રથી બહાર નિકળી ઉભી થઇ. ધીરજથી મુનિના ચરણોમાં માથુ નમાવી. જે રીતે જનકની પુત્રી સીતા વાલ્મિકને લાવી હતી તે રીતે પોતાના આશ્રમમાં લાવી બાલકી અર્ઘ પગ ધોવાનાં જલ, જુદી જુદી જાતનાં વનનાં ફ્લ અને ફુલોથી તથા સ્વગત પ્રશ્નથી આદર સહિત મુનિનો સત્કાર કરવા લાગી. પછી હે રાજન્ ! મુનિને કન્યા વિનય સહિત બોલી બાલકીએ કહ્યું–હે મહા ભાગ અત્રિ ઋષિના ગોત્રમાં સૂર્ય રૂપ ! આપને નમસ્કાર થાઓ. હે સજ્જન ! હું દુર્ભાગ્યવાળી છું છતાં મારા આશ્રમમાં ક્યાંથી પધારવું થયું, હે મુનિ ! આપના પધારવાથી મારા ભાગ્યનો ઉદય થયો અથવા મારા પિતાના પુણ્યોના પ્રવાહે પ્રેરણા કરવાથી મુનિયોના શ્રેષ્ઠ એવા આપ મારી સંભાળ લેવાજ આવ્યા. આપના સરખા મહાત્માનાં તીર્થ રૂપ ચરણની રજને અડવાથી મારો જન્મ સફળ થયો અને આજ માંરૂ વ્રતપણ સફળ થયું આપના જેવા મોટા પુણ્યવાળા મારી દ્રષ્ટિના માર્ગમાં આવ્યા માટે આજ મારો સંસાર સફ્લ થયો. આવું કહી તે બાલકી તેની આગળ ચુપ થઇ ઉભી રહી અને દુર્વાસા મુનિ મંદહાસ્ય સહિત બોલ્યા દુર્વાસાએ કહ્યું હે બ્રાહ્મણની પુત્રિ ! તે પિતાના કુલનો ઉધ્ધાર કરયો તું આવી પુત્રી છે એ મેધાવિ ઋષિના સારાં તપનું ફ્લ છે.

તારૂ ધાર્મિક સદાચરણ જાણી હું કૈલાસથી આવ્યો અને તારા આશ્રમને પામવાથી તે મારૂં સારી રીતે પુજન કર્યું હે ગુણોથી ઉત્તમ સ્ત્રી !

હવે હું શોકને કારણે એકાગ્ર, અતિ, આકરૂં તપકરનારા સનાતન, મુનિયોના ઇશ્વર દેવ નારાયણનું દર્શન કરવા ઉતાવલથી બદરીકાશ્રમ જઇશ. બાલકી બોલી—હે ઋષિ આપના દર્શનથીજ મારો શોકરૂપ સમુદ્ર સુકાઈ ગયો. હવે પછી મારૂં સારૂં થશે; કેમકે આપે મારી સંભાળ લીધી. હે દયાના સાગર ! હે મુનિ ઉત્પન્ન થયેલ મોટી ઝાલવાળા દવાગ્નિને જાણો છો માટે તેને શાંત કરો. ઘણું વિચારિ જોતાં કશું પણ મારા હર્ષનું કારણ જણાતું નથી. જે મને ધીરજ આપે તે માત નથી, પિતા નથી, અને ભાઇ પણ નથી આમ દુઃખસાગરમાં પીડાતી હું કેમ જીવિ શકુ હે તપના ખજાના રૂપ ? જે જે દિશા જોઉ છું તે તે મને શુન્ય ભાસે છે. માટે તરત માંરા દુઃખનું નિવારણ કરો. કોઈ પણ પાણિગ્રહણ માટે મને ચાહતો નથી, આથી હવે પછી શું મારી દશા થશે એવી મને મોટી ધાસ્તી છે હે બ્રહ્મ દેવ ! તે કારણથી મને નિંદ્રા આવતી નથી. જમવામાં રૂચિથતી નથી અને મરવાજ ઇચ્છું છું. આ પ્રમાણે કહી જેના મુખ ઉપર આંસુ આવેલાં છે એવી બાલકી તેમની આગળ બોલતાં બંધ પડી તે સમયે દુર્વાસા તેના ઉપાયને માટે વિચારવા લાગ્યા નારાયણ બોલ્યા—આવું મુનિની પુત્રીનું વચન સાંભળી બહુ તમોગુણવાળા મુનિ દુર્વાસા વેદને વિચારિ ઘણી કૃપાથી બાળકીને જોઈ કંઈ પણ સારરૂપ હિતકારિ વચન બોલ્યા. આવી રીતે શ્રી કૃષ્ણે બૃહન્નારદીય પુરાણના પુરૂષોત્તમના માહાત્મ્યમાં દુર્વાસાનું તપોવનમાં આવવું આ નામનો નવમો અધ્યાય પૂર્ણ થયો. ૯

## અધ્યાય દશમો.

**નારદ બોલ્યા**—હે તપના ભંડાર મોટા તેજસ્વિ ! ક્રોધિ મુનિયે શું વિચાર કરી તે ઋષિની કન્યાને કહ્યું તે મને કહો સૂત બોલ્યા—હે બ્રાહ્મણો ! નારદનું બોલવું સાંભળી બદરીકાશ્રમના સ્વામિ છાનું તથા સર્વેનું હિતકારિ દુર્વાસાનું વચન કહ્યું. શ્રીનારાયણ બોલ્યા—હે નારદ ! તે વખતે મુનિયે મેધાવિની પુત્રીનું દુઃખ કૃપાળુ ટાળવા જે કહ્યું હતું તે હું કહું છું માટે સાંભળો. દુર્વાસા બોલ્યા—હે સુંદરી ! હું કોઇને પણ કહેતો નથી, ફકત તારે માટે વિચારે છે જે છાનાથી ઘણું ને મોટું છે તે તને કહું છું માટે સાંભળ વિસ્તાર નહિ કરતાં ટુંકાણમાંજ તને કહું છું કે હે સારી ભાગ્યશાળી ! આજથી ત્રીજોજ માસ પુરૂષોત્તમ છે, તેમાં તીર્થ વિષે ન્હાહેલો નર ગર્ભહત્યાથી છુટે છે. હે સુંદરિ ! એની બરોબર કાર્તિક વગેરેમાં બીજો કોઇ પણ મહિનો નથી. તમામ મહિના, પખવાવાડિયાં અને જે જે પરવ છે તેઓ પુરૂષોત્તમ મહિનાના સોળમા ભાગને પણ લાયક નથી. શાસ્ત્રોમાં કહેલાં, જે સઘળાં સાધનો છે, તેઓ પણ આ માસના સોળમા ભાગે લાયકાત ધરાવતાં નથી, હે સુંદરિ ! બાર હજાર વર્ષ ગંગામાં ન્હાવાથી જે ફળ થાય અને સિંહસ્ત કાઢી નાંખવું નહીં હોય ત્યારે ગોદાવરીમાં એકવાર ન્હાવાથી જે ફળ થાય તેજ ફળ પુરૂષોત્તમ મહિનામાં હરકોઇ ઠેકાણે પણ એક વાર ઠીક ન્હાયાથી ફળ મળે છે. હે બાળકી ! નામે કરી પુરૂષોત્તમ માસ શ્રી કૃષ્ણને વ્હાલો છે માટે તેને શેવવાથી સઘળી મન કામના પુરણ થાય છે. હું પણ હર્ષથી પુરૂષોત્તમની પેઠે આ પ્રસિદ્ધ માસને સેવું છું તેથી તું તે

પુરૂષોત્તમ માસને સેવ બાલકિ ! એક દિવસે મેં કરોધથી અંબરીષ રાજાને બાળી નાખવા કૃત્યાં શક્તિ મોકલી, ત્યારે વિષ્ણુએ મનેજ સાવ બાળી નાખવા તે વખતે પ્રકાશ પામતું સુદર્શન ચક્ર મારી તરફ મોકલ્યું તે ચક્ર પુરૂષોત્તમના વ્રતથીજ પાછું વળ્યું, હે સુંદરિ ! ત્રણ લોકને સાવ બાલી ભસ્મ કરવાને સમર્થ તે ચક્ર જ્યારે મને કશું નહિ કરી શક્યું ત્યારે મને આશ્ચર્ય થયું, માટે હે સારાં ભાગ્ય વાળિ ! શ્રીમાન્ પુરૂષોત્તમ માસને સેવ મુનિની પુત્રીને કહી મુનિયોમાં શ્રેષ્ટ દુર્વાસા ચૂપ રહ્યા. શ્રીકૃષ્ણ બોલ્યા—હે રાજન્ ! ભાવિયે પ્રેરણા કરેલી અને ગુણમાં દોષ ઠરાવવાની બુદ્ધિએ પ્રેરેલી હોવાથી મનમાં ક્રોધ પામેલી બાલકી દુર્વાસાનું વચન સાંભળી મૂઢ બુદ્ધિથી મુનિયોમાં શ્રેષ્ઠ દુર્વાસાને કહેવા લાગી.

બાલકી બોલી. હે મુનિ ! હે બ્રહ્મદેવ ! આપે જે કહ્યું તે મને ઠીક લાગતું નથી. કેમ માઘ વગેરે મહીના કશું નહિ કરી શકે ? કાર્તિક માસને ન્યુન છે એમ કેમ કહેવાય ? તે કહો વૈશાખ માસને સેવવાથી શું સારી કામના નથી દેતો ? શું વળી સદાશિવ વગેરે દેવતાઓ સેવા કર્યાથી શું ફળને આપતા નથી ? વળી મને વ્યતીપાત વગેરે યોગોને તથા શિવ વગેરે સઘળા દેવોને ઓલંગીને બોલતાં આપને શરમ કેમ થતી નથી ? હે મુનિ ! આ માસ તો મેલો, સર્વ કામમાં નિંદા પામેલ, સૂર્યની સંક્રાંતિથી રહિત, છતાં તેને ઉત્તમ કેમ કરો છો. હે પૃથ્વિના દેવ ! હું ઉત્તમ એવા શ્રી વિષ્ણુને સર્વ દુઃખોના પારને આપનાર જાણું છું, પણ દિવસ રાત્રિ વિચારતાં બીજાને દેખતી નથી. સીતાના પતિ રામથી અને પાર્વતીના પતિ શંકરથી બીજો કોઇ પણ મોટો દેવ નથી કે જે મારા દુઃખને

દૂર કરે. હે વિપ્રોના સ્વામિ ! હે મુનિ ! એઓને છોડી કેમ મલમાસને વખાણો છો ? આવું તેમેધાવીની પુત્રીએ કહ્યું, ત્યારે તે ક્રોધી મુનિ ક્રોધથી રાતાં નેત્રવાળા થયા, તો પણ આવવાથી મિત્રની દીકરી જાણી શાપ આપ્યો નહિ, આ અપૂર્ણ બુદ્ધિવાળી હોવાથી હિત અહિતને જાણતી નથી. પુરૂષોત્તમની મોટાઇ વિદ્વાનોને પણ દુઃખે કરી જણાય એવી છે ત્યારે ઓછી બુદ્ધિવાળા પુરૂષો તરા વિશેષે કરી કુમારિકાઓ ન જાણી શકે એમાં શું કહેવું ? આ પિતાથી રહિત, અને દુઃખરૂપિ અગ્નિથી શેકાયલી બાલકી મારા અતિ આકરા શાપને કેમ સહન કરી શકે ? આ કારણથીજ કૃપા વડે મનમાં રહેલા ક્રોધને દૂર કરી સ્વસ્થ બની મુનિ અતિ વિહ્વલ તે બાલકી પ્રત્યે બોલ્યા. અહો બાલકિ તું મિત્રની પુત્રી હોવાથી તારે વિષે મને કોઈ પણ રીતનો ક્રોધ નથી. હે ભાગ્યરહિત ! તને ઠીક લાગતું હોય તે મરજી મુજબ કર બીજું, હે બાલકિ ! થવાનું ભવિષ્ય કહું છું તે સાંભળ, તેં જે પુરૂષોત્તમ માસનો તિરસ્કાર કર્યો, માટે સર્વ પ્રકારે તેનું ફળ આ અથવા બીજા જન્મમાં થશે. હવે પછી હું નરનારાયણના આશ્રમમાં જવાનો છું હે બીકણ ! જે કારણથી તારો પિતા મારો મિત્ર હતો તે કારણથી મેં તને શાપ આપ્યો નથી તું બાલપણથી હિત અહિતને કે સારા નઠારાને સમજતી નથી તારૂં કલ્યાણ થાઓ. હું જઇશ. મારો વખત નકામો ન જાઓ. સારૂં નઠારૂં જે થવાનું હોય છે તે કોઈથી પણ બંધ પડાતું નથી. શ્રીકૃષ્ણ બોલ્યા–આમ કહી તરત દુર્વાસા ચાલ્યા અને તેજ વખતે પુરૂષોત્તમની નિંદાથી તે નિસ્તેજ બની. ઘણો કાલ વિચારિ તત્કાલ ફળને આપનારા, દેવોના અધિ પતિ, પાર્વતીના પતિ શિવને સેવું. આ પ્રમાણે મનથી નિશ્ચ-

ષ કરી, હે નૃપ ! મેધાવિની પુત્રીએ આશ્રમમાં રહિને દુઃખે કરાય એવો તપ કરવાની વિચારણા કરી સૂત બોલ્યા ઋષિની પુત્રી અતિ બલવાન્ દુર્વસા મુનિનાં વચનને નિંદિ બહુ ફળને દેનારા; લક્ષ્મીના પતિ વિષ્ણુને અને સાવિત્રીના પતિ બ્રહ્માને પણ તજી પોતાનાં વનમાં અંધકાસુરના શત્રુ શિવની સેવામાં ઉત્સુક થઇ. આ રીતે શ્રી બૃહન્નારદીય પુરણના પુરૂષોત્તમમાસના માહાત્મ્યના શ્રી નારાયણને નારદના સંવાદમાં કુમાદીનો શિવનાં આરાધનના ગદ્યોગનો દશમો અધ્યાય પૂર્ણ થયો.



## અગીયારમો અધ્યાય.

નારદ બોલ્યા—હે મહામુનિ ! એ કુમારીકાએ સર્વ મુનિયોથી પણ અતિ દુઃખેં કરાય એવું મોટું કર્મ કર્યુ તે મને કહે શ્રી નારાયણે કહ્યું—પછી શાંત, પાંચમુખવાળા, સનાતન સાપનાં ઘરેણાં વાળા નંદિ ભૃંગિ ગણોએ સેવેલા, ચોવિશ તત્ત્વો તથા ત્રણ ગુણોએ સ્તુતિ કરતા, આઠ મોટી સિદ્ધયોએ અને પ્રકૃતિ તેમજ પુરૂષે પ્રશંસતા જટા જૂટથી શોભિત દેવ શિવનું ચિંતન કરતી બાલકીએ અતિ ભયંકર તપ આચર્યું. તે સંકરને હૃદયમાં ધારિ તેણે દુઃખે કવ્યું એવું તપ કરયું. ઉનાલાના સૂર્યના તાપમાં પાંચ અગ્નિયોના વચમાં રહેલી, અને ચોમાસાની તથા શીયાળાની ઋતુમાં ઠંડા જળમાં:રેહેલી તે બાળા જેવું જલમાં રહેલું કમળ શોભે તેવી શોભતી હતી. યુક્ત તેનાં વર્ષાકાળમાં આસનવાળાં સ્થંડિલ ઉપર ઓઢયા વગર સુતી હતી અને પાતળા સરીરવાળી તે બે સંધ્યામાં ધુમાડાનું પાન કરતી હતી. તેનું તપે કરીને ઇંદ્ર ચિંતાતુર થયો. હે રાજાઓને શોભાવનાર

રાજપુત્ર ! આ રીતે ઋષિની પુત્રીને તપમાં પ્રવૃત્ત થતાં નવ હજાર વર્ષ વીતિ ગયાં તેના તપથી પ્રસન્ન થયેલા, પાર્વતીના પતિ, ભગવાન સદા શીવજીએ મેધાવીની પુત્રીને પોતાનું ઇંદ્રિયોથી અગોચર છે છતાં પણ રૂપ દેખાડ્યું. તે જોઇને તપથી દુબલી થયેલી પણ તે બાલકી જેમ પ્રાણને આવ્યો જોઈ દેહ ઉઠે તેમ તરત ઉભી થઈ, અને તે વેળાએ તડકાથી ક્લેશ પામેલી પૃથ્વિ વરસાદને પામવાથી જેવી સુંદર થાય તેવી હષ્ટપુષ્ટ બની ગઈ તે બાલકી દીન થઇને સદા શિવને વંદન કરવા લાગી.

અને ભક્તિવાળાં મનથી માનસિક ઉપચારો વડે વિશ્વવંદિત, જગતના નાથને પુજી સ્તુતિ કરવા લાગી. અરે પાર્વતીના પતિ ! હે પ્રાણિયોના ઇશ્વર ! હે ગૌરીશ્વર ! હું આપને નમું છું. હે ચંદ્ર સૂર્ય અને અગ્નિથી શોભિત ત્રણ નેત્રવાલા ! રૂદ્ર માળાવાળા અને મારા આધાર રૂપ હું આપને નમું છું. અનેક સંતાપોથી પરાભવ પામેલાં અંગોની પીડાવાળો, ભયંકર સંસારરૂપિ સમુદ્રમાં અત્યંત ડુબેલો. અને દુર્જનરૂપ સર્પની કાળ જેવી બીહામણી દાઢે ડસેલો માણસ. આપને શરણ પામવાથી છુટે છે. હે વિભુ ! દયાના નાથ ! ભુતોના ઇશ્વર ! ચંડીના પતિ ! કલ્યાણરૂપ ! સંસારથી બચાવનાર ! પ્રાણના નાથ ! સમસ્ત શત્રુઓને હણનાર ! હણનાર ! પૂર્વે સૃષ્ટિને કરનાર ! પ્રાણનાથ ! અને હે પાપોને હણનાર ! આપને નમું છું; માટે જેણે બાણાસુરને પોતાનો કર્યો હતો અને જેણે મરેલી અલર્ક રાજાની સ્રીને જીવાડી હતી તે આપ મારૂ દાસીનું રક્ષણ કરો. આ રીતે હે રાજા ! મન તથા વાણીથી સદા શિવની પ્રાર્થના કરી તપસ્વિ, મહાભાગ્યવાળી, મેધાવિની પુત્રી બંધ પડી. શ્રીકૃષ્ણે કહ્યું-તેણે કરેલી સ્તુતિ સાંભળવાથી **અને**

અતિ ઉગ્ર તપથી. પ્રસન્ન મુખ કમળવાળા, સદાશિવ તેને કહેવા લાગ્યા. હે મહાભાગ્યવાળી ! તપ કરનારી ! હું પ્રસન્ન થયોછું; માટે ખેદ ન કર, તારૂ કલ્યાણુ થશે, તારા મનમાં જે ચાહના હોય તે વર માગ. તે સાંભળીને હે રાજન્ ! મોટા આનંદમાં ન્હાએલી એ કુમારીકા અતિ પ્રસન્ન થયેલા સદાશિવ પ્રત્યે બાલકીએ કહ્યું–હે દીનાનાથ ! હે પ્રભુ ! જો મારી ઉપર પ્રસન્ન છો તો મારૂં ચીંતવેલું આપો. હે મહાદેવ ! પતિ આપો, મને પતિ આપો, હું પતિને વારંવાર માગું છું; માટે પતિ આપો. મારા હૃદયમાં બીજું ઇચ્છેલું નથી. આવું શંકરને કહી તે સમયે ઋષિની પુત્રી ચૂપ રહી. તે સાંભળી શિવ બોલ્યા–હે મુનિની કન્યા ! મેં જે પોતાને મ્હોડે કહ્યું તે થશે, હે સુંદરી ! તે જેથી હમણાં પાંચ વાર પતિ માગ્યો, તેથી તારા પાંચ પતિ શુરા, સર્વ ધર્મને જાણુનારા સજ્જન, સત્યપરાક્રમવાળા યજ્ઞકરનારા પોતાના ગુણોથી પ્રસિધ્ધિ પામેલા, સત્ય પ્રતિજ્ઞાવાળા, જીતેંદ્રિય, અને ગુણોથી શોભનારા રાજા થશે.

શ્રીકૃષ્ણે કહ્યું–આવું તે મહાદેવનું અતિ પ્યારૂં નહિ એવું વચન સાંભળી બોલવામાં કુશલ બાલકીએ નમ્ર થઇને કહ્યું–હે પાર્વતીના પતિ ! આ પ્રમાણે મને લોકમાં અતિ કૌતુક ન જોઇયે; કેમકે એક સ્ત્રીને એકજ પતિ હોય છે. ક્યાં એક પણ સ્ત્રી પાંચ પતિવાળી નથી જોઇ કે નથી સાંભળી. હે કૃપાના સમુદ્ર શંભુ ! હું આપની થઇને કેમ પાંચ પતિવાળી થાઉં ? મારે વિષે આપ આવું વચન કહેવા લાયક નથી. કારણુ કે હે પ્રભુ ! હે પ્રભુ ! આપની છું માટે આપનેજ શરમ લાગશે. આવું તેનું વચન સાંભળી શંકરે ફરીને તેને કહ્યું–હે બિકણુ ! તને આ જન્મમાં નહિં થાય પણુ મેં જે કહ્યું તે બીજા

જન્મમાં થશે, તેમાં તું તપનાં બળથી સ્ત્રીશરીરથી નહિ જન્મેલી થઈશ. અને પતિથી થયેલાં સુખને પામ્યા પછી ઉત્તમ પદને પામિશ હે સારી ભમરવાળિ ! પૂર્વે તેં મારા વ્હાલા શરીરરૂપ જે દુર્વાસા છે તેનું અપમાન કર્યું છે, જો તે કોપાયમાન થાય તો ત્રણે લોકને બાલી નાંખે, આવું છતાં તેં ઘણા અહંકારથી બ્રાહ્મણના તેજનું અપમાન કર્યું, વળી તેં જેમાં શ્રીકૃષ્ણે પોતાથી પોતાનું સામર્થ્ય આપેલ છે એવો ભગવાનનો પ્યારો પુરૂષોત્તમ માસ કરેલો નથી.

હે બાલકિ ! હું બ્રહ્મા વગેરે દેવતાઓ, નારદ વગેરે તપસ્વિયો જેની આજ્ઞાને ઉઠાવનારા છીયે તેના હુકમ કોણ લોપી શકે. તે લોકમાં માન પામેલા માસને હે મૂઢ ! તેં પૂજ્યો નથી, આથી હે બ્રાહ્મણની પુત્રિ ! તુને પાંચ પતિ થશે. હે બાલકિ ! પુરૂષોત્તમનું ખંડન કરવાથી આમાં ફેર થશે નહિ, જે તે માસની નિંદા કરે છે તે જરૂર ઘોર નરકમાં પડે છે. પુરૂષોત્તમના ભક્ત છે તેઓ પુત્ર, પૌત્ર અને ધનવાળા થઈ આ લોકને પરલોકની સિદ્ધિને પામ્યા છે પામે છે અને પામશે ! અમે સમસ્ત દેવતાઓ પણ પુરૂષોત્તમને સેવિયેં છીયે. હે સારા મધ્યભાગવાળિ ! જેની સેવાથી શ્રીકૃષ્ણ તરત પ્રસન્ન થાય છે તે સેવવા લાયક માસને કેમ ન સેવિયે ? અતિ ઉગ્ર મોહોટાઓનું વચન કદી ખોટું ન થાય. આવું કહેતાં સ્યામકંઠવાળા શિવ તરત અંતર્ધાન થયા અને તે બાલકી ટોળાંથી જુદી પડેલા મૃગલીની પેઠે ચકિત થઈ સૂત બોલ્યો—હે મુનિશ્વરો ! જેનો બાળ ચંદ્રમાના ચિન્હવાળો કપાલનો ભાગ છે એવા સદાશિવ પોતાની દિશામાં ગયા ત્યારે જેવી રીતે વૃત્રાસુરને મારનારા ઇંદ્રને હત્યા પીડતી હતી તેવી રીતે મુનિરાજની કન્યાને ચિંતા પીડવા લાગી. આ પ્રમાણે શ્રી વૃહન્નારદીય પુરાણનાં પુરૂષોત્તમમાહાત્મ્યમાં શિવ વાક્ય નામનો અગીયારમા અધ્યાય પૂર્ણ થયો. ॥ ૧૧ ॥

# અધ્યાય ૧૨ મો.

**નારદે** પૂછ્યું—હે નાથ ! જ્યારે નીલકંઠ શિવ ગયા ત્યારે બાલકીએ શોકથી શું કર્યું તે આ વિનીતને સાંભળવાની ઇચ્છા છે માટે ધર્મની સિદ્ધિ ગાઢ કહો, શ્રીનારાયણે કહ્યું—આવુંજ પૂર્વે પાંડવે શ્રીકૃષ્ણને પૂછ્યું હતું અને તેણે રાજાને જે વચન કહ્યું હતું તે મારા કહેવાથી સાંભળો. શ્રી કૃષ્ણ બોલ્યા–હે રાજન્ ! આ રીતે શિવના જવાથી નિસ્તેજ, નિશ્વાસમાં તત્પર ભય પામેલી અને આંસુઓ સહિત નેત્રવાળી થયેલી તે તપ કરનારી બાળકી–હૃદય રૂપિ અગ્નિની જ્વાળા જુલમ માન્ ઝાળથી સળગેલા અંગવાળી હોવાથી જેવી દવાગ્નિવડે પાંદડાં વગેરે બલવાથી વેલ્મ થઈ હોય તેવી બની આ રીતે ઋષિની પુત્રીને દુઃખ પામતાં બહુ વખત વહી ગયો, અને તે તેથી તાપસીને સમર્થ કાળે ઘેરી જેમ સર્પ ઉંદરના સ્થાનકને ગોહોંગે તેમ દુઃખ પામતી તે કન્યાને તત્કાળ કાળ પ્રાપ્ત થયો. આ રીતે બલવાન્ કાળે તપ કરનારી કન્યાને વર્ષાકાળના વાદળાઓએ ઘેરેલા આકાશમાં રહેલી સુદામા પર્વતની પેઠે તથાપળાને તે રીતે પોતાના આશ્રમમાં તપથી જેનાંપાગ બલી ગયાં છે એવી તે નાશપામી તેજ વખતે ધર્મિષ્ઠ યજ્ઞસેન રાજાએ મોહોટા સર સામાનવાળો, ઉત્તમ યજ્ઞ કરવા માંડયો હતો. તેના યજ્ઞના કુંડમાંથી સોનાના સરખા કાંતિવાળી, કુમારિકા પેદા થઈ. તે આ દ્રુપદરાજાની પુત્રી દ્રૌપદી પૃથ્વીના સર્વ લોકોમાં પ્રસિધ્ધ થઈ છે જે પૂર્વે ઋષિની પુત્રી હતી તે આ દ્રૌપદી રજન સ્વયવરમાં રાજાઓનું મંડલ ક્ષોભ પામવાથી ભીષ્મ કર્ણ વગેર સઘળા ઘણા રાજા રાજાઓને તૃણરૂપ કરી અર્જુને મત્સયવેધ ક-

રેલો હોવાથી મેળવી તે આ ઉત્તમ સ્ત્રી; હે મુનિ દુષ્ટ દુઃશાસને ચોટલો પકડી કાનમાં શુલરૂપ વચનો સંભળાવ્યાં હે રાજન્ ! પુરૂષોત્તમનું અપમાન કરવાથી મે પણ તેને ન ગણકારી જ્યારે મારે વિષે સ્નેહ કરી વારંવાર હે દામોદર ! દયાના સમુદ્ર ! હે કૃષ્ણ હે નાથ કલેશોના ટાળનાર આ મારા નામો ઉચ્ચરવા લાગી. હે ઇન્દ્રિયોના અધિપતિ મને મા નથી.

બાપ નથી ભાઇર્યોના પુત્રોનો સમુદાય નથી, સખીઓ નથી, કુલની સ્ત્રી નથી, બેહેનનો પુત્ર નથી સગો નથી અને પ્યારો પ્રાણનાથ નથી, સઘળું આપજ છો. હે ગોવિંદ ગોપીઓના નાથ હે પ્રભુ ! દુઃશાસન કલેશ આપે છે છતાં મારી વ્હાર કેમ નથી કરતા ? પૂર્વે મે વિસ્મરણ કરેલી હતી તો પણ દુઃશાસને પરાભવ પમાડ્યાથી દ્રુપદની પુત્રી મારા સ્મરણને પામી. ત્યારે તત્કાલ ગરૂડઉપર બેસી ત્યાં આવી સ્થિતિ કરીને મે હે રાજા ! એનાં અનેક વસ્ત્રો પૂર્યાં આ જે સદા મારામાં સ્નેહ કરનારી, વ્હાલી સતી અને મારા પ્રાણ સરખી સખી છે તે પણ પુરૂષોત્તમના તિરસ્કારથી મે તે આ દ્રૌપદીની ઉપેક્ષા કરી, કેમકે તે પુરૂષોત્તમના તિરસ્કાર કરનારને પાડું છું સર્વ કાર્યનાં ફળને દેનારો આ પુરૂષોત્તમ માસ સઘળી રીતે મુનિ તથા દેવતાઓએ પણ સેવવો જોઇયે ત્યારે મનુષ્યોયે સેવવો જોઇયે એ માટે સ્ત્રી શું કહેવું ! માટે આ આવતા પુરૂષોત્તમને સેવ. જ્યારે ચૌદમુ વર્ષ પૂરૂં થશે ત્યારે તારૂં સઘળું સારૂં થશે હે પાંડવ મહારાજા ! જેઓયે આનો ચોટલો ઝાલ્યો હતો તેઓની સ્ત્રીઓના કેશને હું ક્રોધથી ઉતરાવિશ સઘળા દુર્યોધન વગેરે રાજાઓને યમરાજાને સ્થાનકે પહોચાડીશ. તમે સર્વ શત્રુઓને ક્ષયકરી રાજા થશો

લક્ષ્મી તેવી પ્યારી નથી, તેવા હલરૂપ હથીયારવાળા બળભદ્ર પ્યારા નથી, તેવાં દેવી દેવકી પ્યારાં નથી. તેવો પ્રદ્યુમ્ન પણ પ્યારો નથી, અને તેવો સાત્યકિ પ્યારો નથી; જેવા મને ભક્તો પ્યારા છે તેવા કોઇ પણ પ્યારો નથી. જેણે મારા ભક્તોને પીડ્યા તેણે સદા મને પીડયો છે. તેના જેવો બીજો મારો દ્વેષી નથી. યમરાજા તેના ફળને આપે છે અને હે પાંડવ ! હું તે દુષ્ટને દંડ દેવા માટે પણ જોતો નથી શ્રીનારાયણે કહ્યું–મધુદૈત્યને મારનાર શ્રીકૃષ્ણ ! તે પાંડવોને તથા દ્રૌપદીને દિલાસો આપી દ્વારકા જવાની ઇચ્છાથી બોલ્યા હે રાજન્ ! હવે હું મારા હિરહથી આકુલ દ્વારકા પ્રત્યે જઇશ મહાભાગ એવા વસુદેવ મારા મોટા ભાઇ બળદેવ, મારી માતા દેવકી, બીજા ગદ સાંબ વગેરે પુત્રો આહુળ વગેરે યાદવો, રૂક્મિણી વગેરે જે સ્ત્રીઓ છે તે. તેઓ સર્વ સ્થિર દૃષ્ટિથી મારાં આવવાની ઇચ્છા રાખનારા છે અને એમજ મને જોવાને ઉત્સુક થયેલા મારૂંજ ચિંતન કરેછે. શ્રીનારાયણે કહ્યું–આ પ્રમાણે કહેનારા, તે દેવોના ઇશ્વર કૃષ્ણને તથા કૃષ્ણનાં પ્રયાણને જાણિને પાંડવો ગગળા થઇ કહેવા લાગ્યા હે કૃષ્ણ ! જેવી રીતે જળમાં રહેનારા જીવોનું જીવન જળ છે તેવી રીતે અમારૂં જીવવ તમેજ છો, માટે થોડા વખતમાં પાછું દર્શન થવું જોઇયે. પાંડવોના કૃષ્ણ નાથ છે, ત્રણ જગતમાં બીજો કોઇ પણ નાથ નથી, આવું સર્વે ખુલ્લી રીતે કહેછે માટે સર્વદા અમારી રક્ષા કરો. હે જગતના ઇશ્વર અમે સઘળા તમારા છીયે, અમને ભૂલવા નહિ, અમારા ચિત્તરૂપિ ભમરાઓનું જીવન તમારૂં ચરણકમળ છે એજ અમારૂં આશ્રયરૂપ થાઓ, એમ વારંવાર માગિયે છીયે આરીતે અનેકવાર જ્યારે પાંડવો કહેતા હતા ત્યારે પ્રેમથી ન્હાએલા યદુકુલને ધારણ કરનારા કૃષ્ણ પાછળ આવતા એઓને પાછા વાળી મંદમંદ

રીતે રથમાં બેસી દ્વારકા ગયા.

શ્રી નારાયણે કહ્યું–પછી જ્યારે શ્રી દ્વારકાના પતિ કૃષ્ણ દ્વારકાં ગયાં, ત્યારે રાજા પણ ન્હાના ભાઇયો સહિત સંતાપ પામતાં તીર્થો પ્રત્યે ફરવા લાગ્યા, હે બ્રાહ્મણ ! શ્રી ભગવાનને પ્યારા પુરૂષોત્તમમાં મન કરી કૃષ્ણનું વચન સંભારી ન્હાના ભાઇયોને કહેવા લાગ્યા અહો અતિ ઉગ્ર પુરૂષોત્તમનું મહાત્મ્ય સાંભળ્યું, પુરૂષોત્તમને સેવ્યા વિના કેમ સુખો મેળવી શકાય માટે ભરતખંડમાં જે જુદા જુદા નિયમોથી પુરૂષોત્તમને સેવ છે તેજ ધન્ય સેવે છે, આ પ્રમાણે સઘળાં તીર્થોમાં ફરતા પાંડવોએ પુરૂષોત્તમને પામવાથી તેનું વ્રત વિધિવડે કર્યું તેના અંતમાં હે મુનિ ચૌદ વર્ષ પૂરાં થયા ત્યારે શ્રી કૃષ્ણની કૃપાથી શત્રુઓથી રહિત અને અતુલ રાજ્યને પામ્યા. પૂર્વ સૂર્યના વંશથી જન્મેલો, દૃઢધન્વા રાજા પુરૂષોત્તમ મહિનાની સેવાથી મોટી લક્ષ્મીને તથા પુત્રને પૌત્રનાં સુખને તેમજ અનેક સુખોને ભોગવી યોગિયોથી પણ નહિ જવાય એવા ભગવાન્ લોકને પામ્યા હે મુનિયોમાં શ્રેષ્ઠ આ મહિનાનું ઉપમાથી રહિત મહાત્મ્ય કહેવાને હું કોડો વર્ષો જતાં પણ સમર્થ નથી સૂત બોલ્યા—હે બ્રાહ્મણો મે વેદ વ્યાસથી પુરૂષોતમમાસનું માહાત્મ્ય સાંભળયું તે પણ કહેવાને શક્તિમાન્ ન હતા. આની સઘળી મહત્તા તો પોતે નારાયણ જાણે છે કે સાક્ષાત્ વૈકુંઠમાં વસનારા ભગવાન્ શ્રી કૃષ્ણ જાણે છે. બ્રહ્મા વગેરે દેવો જેના ચરણને નમે છે એવા ગોલોકનાં સ્વામિએ પોતાનાં કરેલાં પુરૂષોત્તમના પુરા માહાત્મ દેવતા પણ જાણતા નથી ત્યારે મનુષ્ય કયાંથી જાણે ! આવો શ્રી બૃહન્નારદીય પુરાણના માહાત્મ્યમાં શ્રી નારાયણને નારદના સંવાદ વિષે પુરૂષોત્તમનાં વ્રતનો ઉપદેશ આ નામનો બારમો અધ્યાય પૂર્ણ થયો ૧૨

# તેરમો અધ્યાય.

ઋષિયો પુછવા લાગ્યા—હે સૂત હે સૂત ! હે બોલનારા દૃઢધન્વા કેવી રીતે પુરૂષોત્તમના સેવનથી સારાં રાજ્યને પુત્ર પૌત્ર વગેરેને તથા પતિવ્રતા સ્ત્રીને પામ્યો અને યોગિયો પણ દુઃખ વડે ન પ્રાપ્ત કરી શકે એવા ભગવાનના લોકને શી રીતે પામ્યો ? હે તાત ! તમારા મુખરૂપ કમળથી વારંવાર કથારૂપિ સારને સાંભળતાં, જેમ અમૃત પીવાથી તૃપ્તિ ન થાય, તેમ અમારી બુદ્ધિ તૃપ્ત થતી નથી. આથી તે અમારાં ભાગ્યના બળથીજ બ્રહ્માએ તમને દેખાડ્યા છે; માટે વિસ્તારથી જુનો ઇતિહાસ કહો સૂત બોલ્યા—હે બ્રાહ્મણો ! પ્રાચીન મુનિ નારાયણે નારદને જુનો આ ઇતિહાસ કહ્યો હતો તેજ હવે કહું છું. હે મુનિયો ! જે રીતે ગુરૂનાં મુખથી મે સાંભળેલું છે તે રીતે રાજા દૃઢધન્વાનું પાપને નાશ કરનારૂં ચરિત્ર સાંભળો શ્રી નારાયણ બોલ્યા—હે ! રાજન્ ! દૃઢધન્વા રાજાની જુની રમણિક અને ગંગાના જેવી પવિત્ર કરનારી કથા કહું છું માટે સાંભળો. હૈહય દેશનો રક્ષા કરનારો, લક્ષ્મીવાન્, સત્ય પરાક્રમવાળો ચિત્ર ધર્મા એવા ખ્યાતિ પામેલો રાજા હતો, તેનો પુત્ર બહુ તેજસ્વી, દૃઢધન્વા એ નામથી જાહેર, હતો. તે સર્વ ગુણોથી સંપન્ન, સાચું બોલનાર, ધાર્મિક, પવિત્ર, કાન સુધી વિશાળ નેત્રવાળો, મોટી ભુજાવાળો અને. મહા તેજસ્વી એવો એ ગુણોના સમૂહની સાથે વૃદ્ધિ પામ્યો. બુદ્ધિમાન્ તે ચતુર અંગો સહિત ચાર વેદોને એક વાર કહેવાથીજ પૂર્વે ભણેલાનીજ પેઠે સારૂ રીતે આનંદથી ભણી ગુરૂને દક્ષિણા દઇ વિધિ પ્રમાણે તેને પૂજી, ગુરૂની આજ્ઞાથી પિતના શેહેરમાં રહેનારાઓનાં નેત્રોને આનંદ આપતો આવ્યો. ચિત્ર ધર્મ પણ

સર્વ ધર્મને જાણનારા તે યુવાન્ પુત્રને પ્રજાને પાળવામાં શક્તિવંત જોઇ ઘણો આનંદ પામ્યો આથી સાર રહિત આ સંસારમાં બીજું શું વિશેષ છે. હવે હું ચાર ભુજાવાળા, મુરલી ધારણ કરનારા, પ્રસન્ન મુખવાળા, શાંત અને ભક્તોને અભય દેનારા શ્રી કૃષ્ણને સેવું કેમ-કે પુરૂષોત્તમને સેવવાથી ધ્રુવ, અંબરીષ, શર્યાતિ, યયાતિ વગેરે રાજાઓ, બીલડી, ચંદ્રમા, ભગીરથ, ભીષ્મ, વિદુર, દુષ્યંત, ભરત, પ્રલ્હાદ, વિભીષણ આ અને બીજા પણ રાજાઓ અનેક સુખોને છોડી ક્ષણ ભંગુર દેહથી પામ્યા છે. આ કારણથી મારે પણ સ્ત્રી, ધન, પુત્ર વગેરેમાં સ્નેહમય પાશને તોડી અરણ્યમાં વિષ્ણુ સેવન કરવું વ્યાજબી છે. આવો નિશ્ચય કરી વૈરાગ્યને ભેટેલો સમર્થ દૃઢધન્વા ઉપર ભાર નાંખી તરત પુલહાશ્રમ પ્રત્યે ગયો. ત્યાં જઇશ્રીકૃષ્ણને મનથી સંભારતાં સર્વકામનાઓથી બેગરજુ થઇ આહાર તજી હમેશાં તપકરવાં કેટલાક વખત લગી તપ કરવાથી તે વિષ્ણુના લોકમાં ગયો. દૃઢધન્વાએ પણ પોતાના પિતાની વિષ્ણુને પામવાની ગતિ સાંભળી હરિ શોકથી ભરેલા રાજાએ વિદ્વાન લોકોના કથન પ્રમાણે ભક્તિથી દેહની પાછલ કરવાનું કૃત્ય કર્યું. નીતિ શાસ્ત્રમાં કુશલ તે રાજા અ-ત્યંત શોભાવાળાં, પુષ્પકાંતિ, પુષ્કરાવર્ત નગરમાં રાજ્ય કરતો હતો. તેની ઉત્તમ આચરણવાળી સ્ત્રી કે જેનું નામ ગુણસુંદરી હતું. અને પૃથ્વિમાં તેણીના રૂપ વિષે કોઇ બરોબરી ન કરી શકે એવી તે વિદર્ભરાજાની પુત્રી થતી હતી. તેણીએ દેવતાઇ, ચાર પુત્ર ને ચતુર સુંદર, તથા સર્વ લક્ષણોથી યુક્ત ચારૂમતી નામે પુત્રીને જન્મ આપ્યો. જે પુત્રો હતા તે સર્વ, ચિત્રવાક, ચિત્રવાહ, મણિમાન્ અને ચિત્રકુંડલ આવાં જુદા નામોથી પ્રસિદ્ધ અને શૂરવીર થયા. દૃઢધન્વા ગુણોથી પ્રખ્યાત, શાંત, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર,

દૃઢતાવાળો. રૂપવાન્, ગુણવાન્, વેદને-વેદના અંગોને જાણનાર, ધનુર્વિદ્યામાં પ્રવીણ જેણે ૭ શત્રુઓનો જયો જીતેલ છે એવો શત્રુઓના સમુહનો નાશ કરનાર, સમતામાં બ્રહ્મા સમાન, પ્રસન્નતામાં શંકર જાણે બીજા રઘુકુલના નાથ રામ હોય તેવો એક પત્નીનાં વ્રતને ધારણ કરનાર, અને સદ્ધર્મી જાણે બીજો કૃતવીર્યનો પુત્ર સહસ્રાર્જુન હોય તેવો અતિ પરાક્રમવાળો હતો. શ્રીનારાયણ બોલ્યા—એક દિવસે રાત્રિમાં સુતેલા તે રાજાને ચિંતા થઈ કે અહો આ વૈભવ ક્યાં! મોટા પુણ્યથી થયા મેં તપ કર્યું નથી, દાન આપ્યું નથી અને ક્યારે પણ હોમ કરેલ નથી, આ મારા ભાગ્યનું કારણ કોને પૂછું? આ પ્રમાણે વિ-ચારતાં તેની રાત્રિ પૂરી થઇ. બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી વિધિ પ્રમાણે ન્હાહી ઉદય પામતા સૂર્યની સ્તુતિ કરી ભગવાનના અંશોનું તર્પણ કરી બ્રાહ્મણોને નમસ્કાર કરી દાન દઈ ઘોડા ઉપર બેઠો. ઘોડા ઉપર બેઠા પછી શીકારમાં મન આસક્ત હોવાથી તરત જંગલમાં ગયો. ત્યાં સૂઅર, હરિણ, દીપડા અને ઘણાં રોઝને મારયા. દૃઢધન્વાએ કોઈ હરિણ બાણથી જંગલમાં માર્યું. તે ઉતાવલ સહિત બાણ લઈ એક વનથી બીજા વનમાં ગયું, અને લોહિના ઝરવાની નિશાનીથી રાજા પણ હરિણ પાછળ ગયો. હરિણ ક્યાંઈ પણ છુપાઇ ગયો, તથા રાજા તે વનમાં ફરવા લાગ્યો. તરસથી પીડાતો હોવાથી તેણે સમુદ્ર સરખું મોટું તળાવ જોયુ ત્યાં જઈ સારી રીતે પાણી પીને કાંઠે આવ્યો ત્યાં ઘાટી છાયાવાળો મોટાં વડને જોયો, તેની વડવા-ઇથી ઘોડાને બાંધી રાજા બેઠો ત્યાં કોઈ અત્યંત શોભિત, રાજાને મોહ કરનારી, અતુલ, મનુષ્યની વાણીને બોલતો પોપટ આવ્યો. તે પોપટ એકલા રહેલા દૃઢધન્વાને સંબોધન કરી વારંવાર એકજ સારો

શ્લોક ભણવા લાગ્યો. પૃથ્વ તલમાં ઉપજેલા જેની બરોબરી નથી એવાં સુખને જોઇ તું તત્વનો વિચાર કરતો નથી તે કેમ પાર પામિશ ! આ શ્લોક વારંવાર રાજાની પાસે ભણવા લાગ્યો. રાજા તેનું વચન સાંભળી આનંદ પામ્યો, આ એક શ્લોક વારંવાર પોપટ નાલીયેરની પેઠે નહિ જણાય એવો દુઃખથી માલમ પડનારો અને સારથી ભરેલો શું કહે છે ? અથવા શું આ સંસારરૂપિ સમુદ્રમાં ડુબેલા, પરીક્ષિતની પેઠેશ્રી કૃષ્ણના સેવક. અને અજાણ એવા મને કૃપાથી તારવા તો નહિ આ-વેલ હોય ? આવો તે વિચાર કરતો હતો. એટલામાં તો તેનું લશ્કર આવી પોહોચ્યું. પોપટ તો રાજાને બોધ દઇ અદ્રશ થઇ ગયો ને રાજા પોતાનાં શેહેરમાં આવી પોપટનું વચન યાદ કરતો બોલાવતાં છતાં પણ નિદ્રા નહિ લેતાં ભોજનને તજી બોલતો બંધ પડયો. રાણીએ એકાંતમાં આવી રાજાને પુછયું ગુણ-સુંદરી બોલી—હે પુરૂષોમાં શ્રેષ્ટ ! આ ઉદાશપણું કયાંથી થયું ? હે ભૂપાળ ! ઉભા થાઓ, ભોગ ભોગવો અને વચન બોલો. આમ સ્રીએ સમજાવતાં પણ રાજા દેવોથી પણ દુઃખે જાણી શકાય એવાં સાચાં પોપટનાં વચનને સંભારતાં કશું પણ બોલ્યો નહિ. તે સોલ વર્ષની સ્રી પણ સ્વામિના દુઃખથી પીડા પામતાં નિઃસ્વાસ નાંખી મોટા પોતાના પતિની ચિંતાના કારણને જાણી શકી નહિ. આમ ચિંતામાં બુડતાં અને સંદેહરૂપિ સમુદ્રમાંથી નિકલવાના કારણને નહિ જોતાં તે રાજાનો કેટલોક વખત વહી ગયો. નારદ બોલ્યા—હે મુનિ ! થોડુક સાંભળેલું પણ નિર્મલ વિષ્ણુનું ચરિત્ર પાપને મટા-ડે છે માટે એ પ્રમાણે વિચારનારા, દઢન્વા રાજાનું શું થયું

તે કહો. આવો શ્રી બૃહન્નારદીય પુરાણના પુરૂષોત્તમમાહાત્મ્યના શ્રી નારાયણને નારદના સંવાદમાં દઢધન્વાના મનનો ખેદ આ નામનો તેરમો અધ્યાય પૂર્ણ થયો.

---

## અધ્યાય ૧૪ મો.

**શ્રી નારાયણ બોલ્યા—**પછી ચિંતાથી આતુર બનેલા એ રાજાને ઘેર વાલ્મીકિ ઋષિ કે જેણે અતિ આશ્ચર્ય કારિ, સુંદર રામચરિત્ર કરેલું છે તે પધાર્યા. દૂરથી જોઇ રાજાએ ઉતાવલ સહિત ઉઠી ભક્તિ યુકત થઇ તેમના ચરણમાં દંડવત્ કર્યા. તે ઋષિનો સત્કાર કરી ઉત્તમ આસન ઉપર બેસાડયા અને પગને ખોલામાં રાખીને તેમના પગ ચાંપવા લાગ્યો. તેના ચરણ ધોવાના જલને હર્ષથી મસ્તકે ચડાવતો રાજા પોપટનું વચન યાદ કરી મનહર વચનથી કહેવા લાગ્યો. દઢધન્વા બોલ્યો—હે સમર્થ ભગવન્! જે કારણથી આપ પ્રત્યક્ષ થયા તે કારણથી હુ હાલ કૃત કૃત્ય અને ભાગ્યવાન્ છું. આજ મારો જન્મ સફળ થયો અને આજ મને અર્થની પ્રાપ્તિ થઇ. હે જગતના પવિત્રના પવિત્ર! આજ મારૂં સાંભળવું સફળ થયું, આથી મારૂં મોટું ભાગ્ય શું વર્ણવવું ! શ્રી નરાયણ બોલ્યા—આ રીતે શ્રેષ્ટ મુનિને કહી તે રાજા ચૂપ રહ્યો. વાલ્મીકિ મુનિ પણ તે રાજાને વિનયવંત જોઇ પરમ પ્રસન્ન થતાં જનમંડળ આનંદ પ્રાપ્ત કરતા બોલ્યા. વાલ્મીકિ બોલ્યા હે શ્રેષ્ટ રાજા! તમારે વિષે આ બોલો છો તે યોગ્ય છે મોટી બુદ્ધિવાળા રાજા કેમ ચિંતાથી આતુર છો સઘળું મનમાં રહેલું કહો. તમને કંઈ પણ બોલવાની

ઇચ્છા છે, માટે બોલો. દઢધન્વા બોલ્યો-હે દ્વિજજન આપનાં ચરણકમલની કૃપાથી સદા મને સુખ છે, પણ મારાં હૃદયમાં એક મોટી શંકા છે તે શંકારૂપિ વનના પોપટનાં મુખથી નિકળેલા સાલને દૂર કરો. કોઇ વખતે શીકારની ઇચ્છાથી હું વનમાં ગયો હતો. ત્યાં ફરતાં મેં તળાવ દીઠું, અને તેનું પાણી પીધું. શ્રમને દૂર કરવાની ઇચ્છાથી મોટા જે સુંદર છાયાવાળા, અતિ દઢ અને મન તથા નેત્રને આનંદ આપનાર વડનો આશરો લીધો હતો. ત્યાં બેઠેલો મનને આનંદ કરનાર પોપટ જોયો મેં તેના સામું જોયું કે તે મારી સન્મુખ જોઇ એક શ્લોક બોલ્યો કે, તું પૃથ્વી તલમાં ઉત્પન્ન થયેલા અતુલ સુખને અત્યંત જોઇ તેનાં તત્ત્વનો વિચાર કરતો નથી માટે કેમ પાર પામિશ? આવી પોપટે કહેલી વાર્ત્તા સાંભળી હું અતિ આશ્ચર્ય પામ્યો. હે બ્રહ્મન્! પોપટે શું કહ્યું તે હું જાણતો નથી. આ મારા હૃદયની શંકાને ટાળવા આપ યોગ્ય છો. હે ભૂદેવ! મને રાજ્યનું સુખ છે, ચાર સારા દેખાવવાળા, પુત્રો પતિવ્રતા સ્ત્રી, સુંદર હાથી, રથ, ઘોડા અને પાયદળ આ પ્રમાણે અતુલ્ય સમૃદ્ધિ મને હમણાં કયા પુન્યથી મળી છે, આ સઘળું વિચારી કૃપાળુથી મને આપ કહેવા યોગ્ય છો. આ રાજાનાં વચન સાંભળી મુનિયોમાં શ્રેષ્ટ વાલ્મીકિ પ્રાણાયામ કરવામાં તત્પર થઇ બે ઘડી ધ્યાન પામ્યા. જે સઘળું થયેલું થતું અને થવાનું છે તેને હૃદયમાં જોઇ નિશ્ચય કરી તે રાજાને કહેવા લાગ્યા. વાલ્મીકિ બોલ્યા—હે શ્રેષ્ટ પૃથ્વિના ધણી! તમારૂં પુર્વ જન્મનુ ચરિત્ર સાંભળો! પૂર્વ જન્મમાં તમેં દ્રવિડદેશમાં થયેલા તામ્રપર્ણી નદીને કાંઠે રહેનાર ધાર્મિક, સત્યવાદી અને જે પ્રમાણે મળે તેમાં સંતોષવાન્ સુદેવનામેં કોઇપણ બ્રાહ્મણના અધ્યયનથી યુક્ત અને

વિષ્ણુની ભક્તિમાં તત્પર હતા. તે અગ્નિહોત્ર વગેરે યાગોથી તે વિષ્ણુને પ્રસન્ન કરતા હતા.

આ રીતે સદા વર્તનારા તે બ્રાહ્મણ ગૌતમની સારી પુત્રી ગૌતમી એ નામથી અતિ વિખ્યાત સ્ત્રી હતી. તે પ્રેમથી, જેમ પાર્વતી શિવની સેવા કરે તેમ પતિને સેવતી હતી. ધર્મથી ગૃહસ્થાશ્રમની વિધિમાં વર્તતાં તેનો બહુ લાંબો કાલ વીતિ ગયો, પણ કંઇ સંતતી થઈ નહિ. એક દિવસે આસન ઉપર બેઠેલો, પોતાની સ્ત્રીએ સેવેલો બ્રાહ્મણ ખેદ પામતાં ગદગદ અક્ષરથી વચન બોલ્યો. હે સુંદિર ! સંસારમાં પુત્ર વિના ઉત્તમ સુખ નથી. તપને દાનથી થયેલું સુખ બીજા લોકમાં સુખરૂપ છે; પણ સારા વંશની સંતતિનું સુખ આ લોકમાં નેં પર લોકમાં સારૂં છે, તે ઉત્તમ પુત્રને પામ્યા વિના મારૂં જીવતું નિષ્ફળ છે. મેં પુત્રને લાડ લડાવ્યો નથી, વેદનો અર્થ જણાવ્યો નથી અને તેનો વિવાહ પણ કરયો નથી માટે મારો જન્મ નકામો છે, મારૂં તરત મરણ થાઓ. મને આયુષ્ય પ્રિય નથી. આવાં પ્યારા પતિનાં વચન સાંભળી ખેદાતુર મનવાળી સુંદરી દિલાસો દેઇ ધીરજ રાખી પ્રિય બોલવામાં કુશલ એવી પ્રેમથી ન્હાહેલી શાંત પ્રિયપતિ પ્રત્યે શાંતિનું વચન બોલી.

ગૌતમી—હે પાળેશ્વર ! આવાં તુચ્છ વાક્ય ન કહો, તમારા જેવા ભગવાનના ભકત, વિદ્વાનો મોહ પામતા નથી. હે સદાચરણવાળા સમર્થ ! તમે સત્યધર્મમાં તત્પર છો. તેથી તમે સ્વર્ગને જીત્યો છે, તમને જ્ઞાનિને પુત્રાથી શું સુખ મલશે ? હે બ્રહ્મદેવ ! પૂર્વે ચિત્રકેતુ પુત્રના શોકથી સંતાપ પામ્યો હતો તેને નારદ ને અંગિરાઋષિએ આવી સંસારથી તાર્યો હતો. તેમ અંગરાજા ખરાબ પુત્ર વચનથી રાત્રિમાં વનપ્રત્યે ભાગી ગયો હતો. તે પ્રમાણે હે સ્વામિ ! તમને

સંતતિ દુઃખ દેનારી થશે, તો પણ હે તપરૂપિ ધનવાળા ! જો તમને સારા પુત્રની ચાહના હોય તો આનંદથી સર્વ અર્થને સિદ્ધકરનારા, જગતના નાથ હરિની આરાધના કરો. જેની આરાધના કરવાથી કર્દમ સાંખ્યશાસ્ત્રના આચાર્યોએ સ્તુતિ કરેલા, યોગિયોમાં શ્રેષ્ટ દેવ કપિલ નામના પુત્રને પામ્યા હતા. આવું ધર્મપત્નીનું વચન સાંભળી બ્રાહ્મણોનો શિરોમણિ એના કહેવા મુજબ નિશ્ચય કરી તેની સાથે તામ્રપર્ણી નદીકાંઠે ગયો. ત્યાં ગયા પછી રજોગુણથી રહિત જંગલમાં ન્હાઇને પાંચમે દિવસે સુકેલાં પાંદડાં અને જલનો અહાર કરતાં મોટું તપ કરવા માંડ્યું. હે બ્રાહ્મણ ! એ પ્રમાણે તપના ભંડાર રૂપ તે બ્રાહ્મણનાં ચાર હજાર વર્ષો ગયાં. એનાં તપથી ત્રણ લોક કંપવા લાગ્યા. અતિ ઉગ્ર તેનું તપ જોઇ ભક્તવત્સલ ભગવાન્ વેગથી ગરૂડ ઉપર બેસી પ્રગટ થયા. શ્રી નારાયણ બોલ્યા—તે જગત્ની રક્ષામાં સમર્થ એવા ચાર હાથરૂપિ દંડોથી જણાતા હર્ષ પામેલ મુખવાળા, સુર દૈત્યના શત્રુ વિષ્ણુને નિહાળી સુદેવશર્મા આનંદથી આઠ અંગો સહિત નમન કરવા લાગ્યો. આ પ્રમાણે શ્રીબૃહન્નારદીય પુરાણના પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રીનારાયણને નારદના સંવાદ વિષે ચૌદમો આધ્યાય પૂર્ણ થયો. ૧૪

---

## અધ્યાય ૧૫ મો.

**શ્રી નારાયણ બોલ્યા**—ત્યાર પછી સુદેવ બે હાથ જોડી ગદગદ અક્ષરથી ભક્તવત્સલ, તે દેવ શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યો, હે દેવોના દેવ ! ત્રણ લોકને અભય આપનાર ! સર્વના ઇશ્વર ! અને સમર્થ ઇશ ! આપને નમસ્કાર થાઓ. બીજી વાર પણ

આપને નમસ્કાર થાઓ. પણ હું આપને શરણ આવ્યો છું. હે શરણે આવેલાની ઉપર વત્સલતાવાળા પરમેશ્વર! મારી રક્ષા કરો, હે જગતને વંદવા લાયક! શરણાગતના ભયને ભાંગનાર! આપને નમસ્કાર થાઓ. હું જય સ્વરૂપ જયને દેનાર જયના નિયંતા, જયના કારણરૂપ, જગતના આધારરૂપ, જગતમાં રહેનારા, જગતના કારણના કારણરૂપ, એક વિશ્વની એક રક્ષા કરનારા, પ્રકાશરૂપ, જગતતને હણનારા, જગતના પાંજરારૂપ, ફળના બીજરૂપ, ફળના આધારરૂપ ફળ, મૂળના ફળને દેનાર, તેજરૂપ, તેજને આપનાર, તેજસ્વિયોમાં શ્રેષ્ઠ, દીનવત્સલ, વ્યાપક અને વસુદેવના પુત્ર એવા શ્રી કૃષ્ણને વંદન કરૂંછું. હે જગતના પ્રભુ કૃષ્ણ! આપને બ્રહ્મા વગેરે દેવો પણ સ્તુતિ કરવા શક્તિમાન્ નથી, ત્યારે થોડી બુદ્ધિવાળો હું મૂર્ખ મનુષ્ય કેમ સ્તુતિ કરવા શક્તિમાન્ થાઉં ? હે પ્રભુ! આપ અતિ દુઃખી દીન અને આપના ભક્તની પણ ઉપેક્ષા કરો છો, માટે આપનું જગતમાં લોકનું બંધુપણું કેમ વૃથા ગયું! વાલ્મીકિ બોલ્યા—આ પ્રમાણે બહુ રૂપ એવા કૃષ્ણની સ્તુતિ કરી બ્રાહ્મણ તેના પાસે ઉભો રહ્યો. તે સાંભળી હરિ ભગવાન્ મેઘના સરખા શબ્દથી વચન બોલ્યા. હે તપરૂપિ ધનવાળા મોટી બુદ્ધીવાળા વત્સ! તેં જે તપ કર્યું તે સારૂં કર્યું. તું શું પુચ્છેછે તે મને કહે, હું તારા તપથી પ્રસન્ન થયો છું;

આવું મોટું કર્મ પૂર્વે કોઇએ પણ કરેલું નથી. સુદેવે કહ્યુ—હે પુરાતન પુરૂષોમાં ઉત્તમ! ધ્યાનના ખજાના રૂપ અને દીનોના બંધુ એવા હે વ્યાપકનાથ! જો પ્રસન્ન થયા છો તો, મનમાનતો પુત્ર આપો. કેમ કે હે હરિ!

પુત્ર વગરનું શૂન્ય ગૃહસ્થપણું મને ગમતું નથી. આવું બ્રાહ્મણનું કહેવું સાંભળી સમર્થ હરિ બોલ્યા—હે વત્સ! હે બ્રાહ્મણ! તને પુત્ર વિના ન દેવાય એવું પણ આપીશ; કેમકે બ્રહ્માએ તને પુત્રનું સુખ નિર્માણ કરેલુંજ નથી. મેં તારા કપાલની ચામડીમાં લખેલા સઘળા અક્ષરો જોયા છે તેમાં સાત જન્મ લગી તને પુત્રનું સુખ નથી. આવું હરિનું વજ્રના ઘા સરખું કઠણ વચન સાંભળી તે પૃથ્વિના પીઠ ઉપર, જેમ મૂળ કપાવાથી ઝાડ પડે તેમ પડયો. પતિને પડેલો જોઇ બહુજ દુઃખ પામેલી સ્ત્રી સ્વામિને પુત્રની ઇચ્છાર્થી શૂન્ય જોતી રોવા લાગી. પછી ધીરજ ધરી તે પડેલા પતિ પ્રત્યે બોલી– ગૌતમી બોલી–હે નાથ! ઉભા થાઓ, ઉભા થાઓ, કેમ મારૂં વચન યાદ કરતા નથી! બ્રહ્માએ કપાલમાં જે લખેલ હોય તે સુખ દુઃખ મળે છે. લક્ષ્મીના પતિ શું કરે? લોક પોતાનું કરેલું ભોગવે છે, ભાગ્ય વગરનાએ કરેલા ઉદ્યમ મરવાને ઇચ્છનારાનાં ઓસડના જેવો છે. જેનું ભાગ્ય અવળું હોય છે તેનું સઘળું નકામું જાય છે. સઘળા વેદોમાં હરિનું સેવન યજ્ઞ, દાન, તપ, સત્ય ને વૃતોથી શ્રેષ્ટ છે, પણ તેથી ભાગ્યનું બલ શ્રેષ્ટ છે.

માટે હે પૃથ્વીના દેવ! સર્વમાં વિશ્વાસ છોડી ભાગ્યનોજ આશ્રય કરી ઉભા થાઓ, આપણને વિષ્ણુથી શું પ્રયોજન છે! આવાં તે સ્ત્રીનાં તીવ્ર શોકવાળાં વચન સાંભળી ક્ષોભથી જેને ધ્રુજારો થયો છે એવો વિનતાનો પુત્ર ગરૂડ, વિષ્ણુને કહેવા લાગ્યો. ગરૂડ બોલ્યો–હે ગરિબોના સગા! દયાના સાગર! ભકતોને અભય કરનાર! ભકતોનાં દુઃખને નહિ સહન કરનાર અને સમર્થ હરિ! બ્રાહ્મણીને શોક રૂપિ સમુદ્રમાં ડુબેલી તથા બ્રાહ્મણને

નેત્રોમાંથી પડતાં આંસુઓના ભાગથી આ કુલ જોઇ આજ આપની દયા ક્યાં ગઇ ! અહો બ્રાહ્મણને વિષે દયાવાળા દેવ ! હમણાં આપનો ધર્મ ક્યાં ગયો ! આપના ભક્તના હાથના તળામાં ચાર પ્રકારની મુક્તિયો રહી છે; તો પણ આશ્ચર્ય છે કે તેઓ ઉત્તમ ભક્તિને છોડી દઈ તેને ઇચ્છતા નથી. કેમકે તેની આગળ આઠ સિદ્ધિયો દાસી રૂપ થઈ રહેલી છે. આ પ્રમાણે આપની સેવાની મહત્તા સઘળે ઠેકાણે પ્રસિદ્ધ છે, તો બ્રાહ્મણનાં પુત્રની મનેચ્છા પૂર્ણ કરવામાં શું શ્રમ છો હાથિને દેનારા પુરૂષને અંકુશ દેવામાં શું પરિશ્રમ હોય ! હવે પછી કોઇ પણ આપનાં ચરણકમળને સેવશે નહિ. જે અકાર્ય પુરૂષના ભાગ્યમાં રહેલ હશે તેજ અવશ્ય થશે આવી જગત્માં પ્રસિદ્ધિ થશે અને આપની ભક્તિ નાશ પામશે. હે નાથ ! કરવાને સઘળે ઠેકાણે આપનું સામર્થ્ય જે પ્રસિદ્ધ છે તે આજજ જો આને પુત્ર આપનાર નહિ થાઓ તો જતું રહેશે. માટે આપ સર્વ રીતે એક પુત્ર બ્રાહ્મણને આપો. આપનું સેવન કરી સુદામા ઉત્તમ વૈભવ પામ્યો હતો અને સાંદીપનિ આપની કૃપાથી મરેલા પુત્રને પામ્યો હતો; આ કારણથી પુત્રની ઇચ્છાવાળાં સ્ત્રી પુરૂષ આપને શરણ આવેલ છે. શ્રી નારાયણ બોલ્યા—આવું ગરૂડનું વચન સાંભળી વિષ્ણુએ આકાશમાં ગતિ કરનારા ગરૂડને અમૃત સરખું વચન કહ્યું, હે વિનતાના પુત્રા હે પક્ષીઓમાં શ્રેષ્ટ ગરૂડ ! આને તરત મનમાં રહેલો એક પુત્ર દે. આવું પોતાને ફાવતું વિષ્ણુનું વચન સાંભળી તરત અતિ પ્રસન્ન મનવાળા ગરૂડે ઘણા ખેદ યુક્ત મનવાળા બ્રાહ્મણને લાયક સુંદર પુત્ર આપ્યો. આમ શ્રીબ્રુહન્નારદીય પુરાણના પુરૂષોત્તમ માહાત્મ્યમાં દૃઢધન્વાના નાના આખ્યાનના નારાયણને નારદના સંવાદવિષે સુદેવના વરદાનનો પન્નરમો અધ્યાય પૂર્ણ થયો.

# અધ્યાય ૧૬ મો.

**શ્રીનારાયણ બોલ્યા**—હે મોટી બુદ્ધિવાળા નારદ! વાલ્મીકિએ અતિ બહુ અચંબા ભર્યું જે ચરિત્ર દઢધન્વાને કહ્યુ તે હું તમને કહું છું માટે સાંભળો. વાલ્મીકિ બોલ્યા—હે મહારાજ દઢધન્વા! મારૂં વચન સાંભળો. ગરૂડે વિષ્ણુના હુકમથી બ્રાહ્મણોના અધિપતિને આ પ્રમાણે કહ્યું. ગરૂડ બોલ્યો—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ! સાત ભવમાં તમને પુત્રનું સુખ ન થાય એવું વિષ્ણુએ જે વચન કહ્યું તે તમને યાદ છે? તો પણ હમણાં સ્વામિની આજ્ઞાથી કૃપાવડે તમને પુત્ર આપું છું. હે તપોધન! તમને મારાં અંશથી થયેલો પુત્ર થશે. જેથી તમે ગૌતમી સહિત સત્ય આશીર્વાદોને પામશો, પણ પછી તમોને તેથી થયેલું દુઃખ જરૂર થશે. હે દ્વિજોમાં શ્રેષ્ટ! તમારી વિષ્ણુમાં બુદ્ધિ થઇ માટે તમે પુન્યવાન્ છો. સકામ અથવા નિષ્કામ ભક્તિ હોય તો પણ વિષ્ણુની ભક્તિવિષ્ણુને બહુ પ્યારી છે. પુરૂષોનું શરીર પાણીના પરપોટાની પેઠે જોતા જોતામાં નાશ પામે એવું છે. તેને પામી પુન્યવાન્ માણુસ હૃદયમાં વિષ્ણુના ચરણનું ચિંતન કરે છે. બહુ દુખે તરાય એવા સંસારથી વિષ્ણુ વગર બીજો કોઈ તારનારો નથી, ને વિષ્ણુનીજ કૃપાના લેશથી મેં તમને પુત્ર આપ્યો, માટે મનમાં શ્રીહરિને ધારણ કરી સુખ થાય તેમ કરો અને ઉદાસપણે રહિ સાંસારિક સુખને ભોગવો. વાલ્મીકિ બોલ્યા—સ્ત્રી પુરૂષના જોતાં તરત ઉત્તમ વરદાન ગરૂડ મારફત આપી વિષ્ણુ તાકીદે પોતાને સ્થાને ગયા. સુદેવ પણ પત્ની સહિત ઇચ્છિત વરદાન પામી પોતાને ઘેર આવી ગૃહસ્થાશ્રમનું ઉત્તમ સુખ સેવવા લાગ્યો. કેટલોક વખત જતાં એ સ્રીને ગર્ભ રહ્યો, ગર્ભ મર્યાદા પૂર્ણ થતાં પ્રસવ કાલ આવ્યો ત્યારે તેણે ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. એથી સુદેવને પણ

આનંદ ઉત્પન્ન થયો. સારી રીતે ન્હાઇ તે શ્રેષ્ટ બ્રાહ્મણે શ્રેષ્ટ બ્રાહ્મણોને બોલાવી જાતક કર્મ કર્યું અને તેઓને મોટું દાન આપ્યું. બ્રાહ્મણે અને પોતાના જનોથી વિંટાએલા બુદ્ધિમાન્ બ્રાહ્મણોએ એનું નામ પણ પાડ્યું કે આ પુત્ર ગરૂડે સ્નેહ કૃપા કરી શરદૃઋતુના ચંદ્રના જેવો ઉદય પામતો તેજવાળો શુકદેવના સરખો આપ્યો માટે આ મારો વ્હાલો પુત્ર શુકદેવ એવાં નામે થાઓ. માતાનાં મનને આનંદ આપનાર તે પુત્ર ઝટ શુકલપક્ષના ચંદ્રમાની પેઠે પિતાના મનોરથોની સાથે વધવા લાગ્યો. પિતાએ આનંદથી પુત્રને જનોઈ દઇ ગાયત્રી આપી, તે વૈદિક સંસ્કાર પામી બ્રહ્મચર્યના વ્રતમાં રહ્યો, તેના તેજથી જાણે પ્રત્યક્ષ બીજો સૂર્ય હોય તેમ શોભવા લાગ્યો. બુદ્ધિનાં સમુદ્રરૂપ કુમારે વેદનું અધ્યયન આરંભ્યું. જેને ગુરૂ વ્હાલા છે એવો તે સારી બુદ્ધિથી પોતાના ગુરૂને આનંદ આપતો અને એકવાર કહેવાથીજ સઘળી વિદ્યા શીખી જનાર નીવડ્યો. વાલ્મીકિ બોલ્યા—એક દિવસે ક્રોડો સૂર્યની સરખા કાંતિવાળા દેવલઋષિ આવ્યા, તેને જોઇને સુદેવે આનંદથી દંડવત્ કર્યો, વિધિ પ્રમાણે મુનિનો સત્કાર કર્યો, અને દેવળ ઋષીને સારૂ આસન આપ્યું અને તે આસન ઉપર દેવળ ઋષી બિરાજ્યા. કુમારને પગમાં પડેલો જોઇ દેવળ રૂષી બોલ્યા—હે સુદેવ ! તમને વિષ્ણુ પ્રસન્ન થયા અને અતિ દુર્લભ એવા પુત્રને પામ્યા. માટે ભાગ્યવાન છો. આવો ઉત્તમ વેદને ભણવાના સ્વભાવ વાળો પુત્ર કોઇનો પણ દીઠો નથી. હે પુત્ર ! આવ, આ તારા હાથમાં આશ્ચર્ય શું દેખાય છે ? છત્ર, બે ચામરસહીત કમળ, ત્રિવલી સોભીત મધ્ય ભાગ છે, આવું કહી સુદેવ પ્રત્યે બોલ્યા. અહો સુદેવ ! આ તમારો પૂત્ર પુરો ભાગ્યનો ભંડાર છે.. પરંતુ એક મોટો દોષ છે. એમ કહી માથુ ધુણા

વતાં મુનિ બોલ્યા. હે સુદેવ ! આ તમારો પુત્ર બારમે વરશે જળમાં ડુબીને મરી જશે, માટે નાશવાન પદાર્થનો શોક કરીશ નહીં. અવશ્ય જે થવાનું હોય છે તે થાય છેજ. દઇવની ઇચ્છા આગળ કોઇનો ઉપાય નથી.

વાલ્મિકી બોલ્યા—આવું કહી દેવળ મુનિ બ્રહ્મ લોકમાં ગયા. સુદેવ દેવળ મુનિનું વચન સંભારી પૃથિવ ઉપર પડયો ! અને વિલાપ કરવા લાગ્યો. પછી ગૌતમી પુત્રને ખોળામાં લેઇ તેને મુખ ચુંબન કરવા લાગી. પછી પોતાના પતીને કહેવા લાગી કે—હે સ્વામિ ! તમારે થનાર પદાર્થની બીક રાખવી ઘટતી નથી. શું યુધિષ્ટર રાજા જેવા દુઃખ પામ્યા નથી ? શું દ્રુપદી જેવી સતી શુ દુઃખને પામી નથી ? માટે જે વસ્તુ થવાની તેનો શોક કરવો નિરર્થક છે. માટે હે નાથ ! ઉઠો અને શોકને તજી શ્રી વિષ્ણુનું આરાધન કરો કે જેથી આત્માનુ કલ્યાણ થાય. આવો બ્રુહન્નારદીય પુરાણમા શ્રી નારાયણ નારદ સંવાદ દ્યન્વાનના આખ્યાનનો સુદેવ પ્રત્યે નામનો પુરૂષોત્તમ મહાત્માનો સોળમો અધ્યાય પૂર્ણ થયો.

---

## અધ્યાય ૧૭ મો.

નારદ બોલ્યા—હે કૃપાનિધિ ! પછીથી સુદેવનું શું થયું તે સાંભળનારાઓના પાપને નાશ કરનારૂ ચરિત્ર મને સંભળાવો. શ્રી નારાયણ બોલ્યા— પુર્વે બનેલું તેનું ચરિત્ર સાંભળી સાંભળવાનાં ઇચ્છા વાળા રાજાને વાલ્મિકી કહેવા લાગ્યા. વાલ્મિકી બોલ્યા—તેની સ્ત્રીના મુખની મધુર વાણી સાંભળી સુદેવે ધીરજ પકડી શ્રી હરિમાં ચિત લગાડયું અને જેમ થવાનું હશે તેમ થશે એવો નિશ્ચે કરી

શ્રી હરિની ભક્તિ કરવા લાગ્યો. એમ કરતાં તેનો કેટલોક કાળ ક્રમથી વીતી ગયો. કોઇ સમે સુદેવ લાકડા, દાભ અને ફળ લેવાને માટે શ્રી હરિનુ ધ્યાન ધરતો ધરતો વનમાં ગયો. તેજ દિવશે દોસ્ત દારો સહિત પુત્ર વાવ તરફ ગયો. સરખી ઉમ્મરના છોકરાઓ સાથે પાણીની રમત રમવા લાગ્યો. રમતાં રમતાં પોતાના ભાઇબંધોને છેતરવાના હેતુથી ઉંડા પાણીમાં ડુબકી મારી. અને તે અગાધ જળમાં સ્વાસ રૂંધાઇ જવાથી તે પુત્ર મરણ પામ્યો. બધા મિત્રો ભયભિત થયા અને હાહાકાર કરી દોડી ગયા. અતિ શોકને યુક્ત થએલી ગૌતમીને કહેવા લાગ્યા. છોકરાઓની વિજળી તુટી પડવા જેવી વાણી સાંભળી પુત્રના ઉપર પ્યાર વાળી ગૌતમી પૃથ્વિ ઉપર એકદમ પડી. અને તેજ વખતે વનથી સુદેવ આવ્યો. અને પુત્રના મરણ વાત સાંભળતા તરતજ ભોંય ઢળી પડયો અને કેટલીક વારે ઉઠી સ્ત્રી પુરૂષ બન્ને જણ વાવ પાસે જઇ પુત્રને કઢાવી ખોળામાં લેઇ ચુંબન કરવા લાગ્યાં. પોતાના ખોળામાં રહેલા સુવેલા બાળકને વિલાપ કરતો કહેવા લાગ્યો કે અરે મારા વ્હાલા પુત્ર ! જરા તારી મધુર વાણી બોલી મારા મનને સીતળ તો કર. હે પુત્ર ! ઉઠ, તું કેમ સુતો છે. આજે મારૂ ઘર તારા વિના શુન્ય જંગલ જેવુજ છે, અરે ! મેં કાંઇ ખોટા કર્મ કર્યાં નથી, મેં બ્રહ્મ હત્યા પણ કરી નથી, છતાં એ વિધાતા તે મારી આંખો ખેંચી લેઇ શું એટલુ બધુ મોટુ ફળ મેળવ્યું ?

નિર્ધનનાં ધન રૂપ અને અમે બે સ્ત્રી પુરૂષના આશરા રૂપ પુત્રને હરતાં તમને ક્યાંય પણ શરમ નહિ આવી ? બધે તમેં દયાળુ છો, અને મારી ઉપર કેમ નિર્દયપણાને પામ્યાછો ? અહો મારા ભાગ્યના વશપણાથી આવો બીજી તરેહનો ભાવ થયો છે ? ક્યાં !

આજ પ્રકૃતિથી સુંદર પુત્રને શોધું. હે પુત્ર ! ક્યાં તારૂં મનોહર મુખ સુંદર નેત્રવાળું જોઉં ? મેઘ જળને વર્ષે છે, પૃથ્વિ ધાન્યને પેદા કરે છે, પર્વતો રત્નોના જથ્થાને અને દરીયો શ્રેષ્ટ મોતિને પેદા કરે છે; પણ હું તે દેશ જોતો નથી કે જ્યાં મરેલો પુત્ર મળે કે જેના શરીરનું આલિંગન કરી હૃદયમાં રહેલું દુઃખ દૂર કરાય. હે પુત્ર! તાકીદે દયા લાવ અને એક વાર પણ જરા બોલ; કેમકેતારી મા લાજ મુકી અતિ વિલાપ કરેછે. તેને જોઈ હે પુત્ર ! કેમ તને દયા પેદા થતી નથી ? તું માતા પિતાની રજા લીધા વગર ક્યારે પણ ગયો નથી, હે પુત્ર ! અમોને પુછ્યા વિના કેમ લાંબે રસ્તે ચાલ્યો ગયો ? હવે હું કોની વેદનાં અધ્યયનની સારી વાણી સાંભળીશ ! હે પુત્ર ! તને અને પછી તારા મનને હરનારા સુંદર વાક્યને યાદ કરતાં આજ મારૂં હૃદય ફાટતું નથી, માટે જરૂર લોઢાનું છે. હું અવશ્ય કોશલપતિ દશરથને અતિ પુન્યવાન્ માનુંછું, કે જેણે રામવનમાં ગયા ત્યારે પુત્રના દુઃખથી બળતાં પ્રાણ તજી દીધાં. પણ પુત્રનો નાશ થતાં નહિ નાશ થવાથી મને ધિક્કાર છે. હે ગોવિંદ ! વિષ્ણુ ! યાદવોના નાથ ! શ્રીરૂક્મિણીના પ્રાણપતિ ! મને પુત્રના અગ્નિ સરખા દુઃખરૂપ તાપથી બચાવો. મારાથી બીજો કોઈ પણ મુર્ખ થશે નહિ કે જેણે શ્રીકૃષ્ણનાં વાક્યને ઓલંગી પુત્રની દુષ્ટ આશા કરી, ભાગ્ય વગરનો કોણ ભાગ્યથી નાશ પામેલી વસ્તુને મેળવે છે. આવો શ્રીબૃહન્નારદીય પુરાણનાં પુરૂષોત્તમમહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદ વિષે દઢધન્વાના ટુંક આખ્યાનનો સુદેવવિલાપ નામે સત્તરમો અધ્યાય પૂર્ણ થયો.

---

## અધ્યાય ૧૮ મો.

**નારદ બોલ્યા**—હે તપોનિધિ ! તે પછી સાક્ષાત્ ભગવાન્ વાલ્મીકિએ દૃઢન્ધવારાજાને શું કર્યું તે કહો. શ્રીનારાયણ બોલ્યા—તે રાજઋષિ પોતાનું પૂર્વનું વૃતાંત સાંભળી વાલ્મીકિને પૂછવા લાગ્યા. દૃઢધન્વાએ પૂછ્યું—હે મહારાજ ! તમારૂં સુંદર નવું નવું વચનામૃત પી પીને તૃપ્તિને પામતો નથી; માટે ફરીને તે પછીનું વૃતાંત કહો ? વાલ્મીકિએ કહ્યું—હે પૃથ્વિના પતિ ! આમ તે બ્રાહ્મણ આક્રંદ કરતો હતો ત્યારે દશે દિશાઓને ગજાવતો વરસાદ આવ્યો. મોટા ક્ષોભથી વિજળીના અવાજથી દિશાઓને પુરતો જાણે પર્વતોને ધ્રુજાવતો હોય તેમ વાયરો વાવા લાગ્યો. એ રીતે એક મહીના સુધી વરસાદ વરસ્યો. પુત્રના શોકરૂપિ તાપથી તપેલા એ બ્રાહ્મણે કશુંપણ જાણ્યું નહિ. હે પુત્ર ! હે પુત્ર ? એમ બોલતાં તેણે પાણી પીધું નહિ અને ભોજન પણ કર્યું નહિ. આમ તેના વિલાપ કરતાં જે મહિનો ગયો તે શ્રી કૃષ્ણનો વ્હાલો પુરૂષોત્તમ માસ હતો, તેથી અજાણતાં પણ તેને પુરૂષોત્તમનું સેવન થયું. પુરૂષોત્તમના સેવનથી અતિ પ્રસન્ન થતા, શ્યામ સુંદર વનમાળાથી શોભિત, પોતે વિષ્ણુ પ્રકટ થયા. વિષ્ણુના પ્રકટ થવાથી મેઘની પંક્તિઓ અદૃશ્ય થઇ તેથી એ બ્રાહ્મણને પુરૂષોત્તમ શ્રી કૃષ્ણનાં દર્શન થતાં તરત ખોળામાં રહેલા પુત્રના દેહને ભોંય ઉપર રાખી સ્ત્રી સહિત તેણે આનંદથી શ્રી હરિને દંડવત કર્યા. શ્રીકૃષ્ણજ મારા રક્ષણ કરનારા થાઓ, એમ વિચારતો એ હાથ જોડી ભગવાનની પાસે ઉભો રહ્યો. ભગવાન્ પણ પુરૂષોત્તમના સેવનથી પ્રસન્ન થતા અમૃત વાણી બોલ્યા—અરે સુદેવ ! તમો હમણાં પુન્યવાન્ અને ભાગ્યવાન્ છો તમારૂ ભાગ્ય વર્ણવવા

ને ત્રણ લોકમાં કોણ સમર્થ છે ? હે તપરૂપિ મનવાળા પુત્ર ! તારૂં જે ભવિષ્ય છે તે હું કહું છું માટે સાંભળ. હે વિપ્ર ! તને બાર હજાર વર્ષના આયુષવાળો પુત્ર થશે. હે દ્વિજોત્તમ ! હવે પછી તને પુત્રથી થયેલાં સુખની બાબતમાં સંકા નથી. મે પ્રસન્ન થવાથી આ પુત્ર તમને આપ્યોછે. મારી પ્રસન્નતાથી દેવ, ગંધર્વ, માનવો તારા પુત્રના સુખને જોઈ તારી ઉપર ચાહનાવાળા થશે. આ ઠેકાણે પૂર્વે માર્કંડેયમુનિયે રઘુરાજાને કહેલો જુનો ઇતિહાસ તમને કહું છું. પૂર્વે કોઇ ધનુનામે મોટા મનવાળો, મુનિયોનો અધિપતિ પુત્રની પીડાથી બળેલા શોકોને જોઇ દીન મનવાળો થયો. પુત્રને અમર કરવાને ઇચ્છતાં તેણે અતિ ઉગ્ર તપ કર્યું જ્યારે હજાર વર્ષ વિતી ગયાં ત્યારે દેવતાઓયે તે મુનિને કહ્યું તરૂં કલ્યાણ થશે તારા મનમાં જે ધારેલ હોય તે વર માગ તારાં તીવ્ર તપથી અમે સર્વ પ્રસન્ન છિયે. શ્રી નારાયણ બોલ્યા—આવું દેવતાઓનુ વચન સાંભળી અતિ તૃષા પામેલા, તપોધને બુદ્ધિથી શોભિત અમર પુત્ર માગ્યો દેવોએ તેને કહ્યુ આવો પૃથ્વી ઉપર થયેલો નથી. ફરીને મુનિયે દેવતાઓને નિમિત્તથી આયુષવાળો આપો એમ કહ્યું દેવોએ કહ્યું શું નિમિત્ત તે કહે. તે મુનિએ કહ્યું જ્યાં સુધી આ મોટો પર્વત છે ત્યાં સુધી આયુષ કરો. દેવોએ કહ્યું તથાસ્તુ આવું કહી ઇંદ્ર સહિત દેવો સ્વર્ગમાં ગયા. ધનુઃશર્મા બ્રાહ્મણ પણ થોડા વખતમાં તેવા પુત્રને પામ્યો. તે તેનો પુત્ર જે રીતે આકાશમાં શુક્લ પક્ષનો ચન્દ્રમા વધે તે રીતે મોટો થયો. જ્યારે સોળમું વરસ બેઠું ત્યારે મુનિયોના અધિપતિ બ્રાહ્મણે પુત્રને કહ્યું. હે પુત્ર ! ક્યારે પણ સબળા મુનિયોનું અપમાન કરવું નહિ, આવું શિખવતાં પણ નિમિત્ત આયુષવાળો બળથી છકી બ્રાહ્મણોનું અપમાન કરવા લાગ્યો. કોઇ વખત

અતિ ક્રોધી મહિષ નામે મુનિ વિધિથી સુંદર, શાલિંગ્રામનું પૂજન કરતા હતા, તે સમયે તેણે ઉતાવળથી આવી તે મૂર્તિને લઇ પોતાની ચપળતાથી હસિને પાણીથી ભરેલા કુવામાં નાંખી. તેથી મહિષ મુનિએ ક્રોધ આવતાં ' ધનુષ્નો પુત્ર આજજ મરો ' એમ શાપ આપ્યો, છતાં પુત્રને નહિ મરેલો જાણી મનમાં વિચાર્યું કે દેવોએ આ ધનુષર્માના પુત્રને કારણુસર આયુષ્વાળો કર્યો છે એમ વિચારમાં તત્પર થતાં તરત નિશાસો નાંખ્યો. તેથી ક્રોડો પાડા પેદા થયા અને તેઓએ પર્વતનો ભૂકો કરી નાખ્યો. તે વખતે અતિ છકેલો મુનિનો પુત્ર મરણ પામ્યો. તેના મરણ દુઃખથી ધનુશર્મા બ્રાહ્મણ વારંવાર વિલાપ કરવા લાગ્યો. બહુ રીતે વિલાપ કરી પુત્રના શરીરને લઇ પુત્રના દુઃખથી અતિ પીડા પામતાં ચ્હે-માં પેઠો. આમ જેઓ હઠથી પુત્ર મેળવનારા છે તેઓ ક્યાંય પણ સુખ પામતા નથી. માટે હે તપોધન ! વિનતાના પુત્ર ગરૂડે જે આ પુત્ર આપેલ છે તેથી તું જગત્માં વખાણવા યોગ્ય ને પુત્રવાન્ થઇશ. હે નિષ્પાપ ! પુરૂષોત્તમની મોટાઇ પ્રસન્ન થઇ મેં આ તારા પુત્રને ઘણો વખત રહેનાર કર્યો છે માટે તે સુખ આપનાર થશે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! સદા કાળ પુત્રની સાથે અતુલ ગૃહસ્થપણાને ભોગવ્યા પછી બ્રહ્મ લોકમાં જઇ ત્યાં મોટું સુખ દેવતાનાં હજાર વર્ષ સુધી ભોગવી પૃથ્વિતલ ઉપર જઇશ, ત્યાં ચક્રવર્તી રાજા થ-ઇશ ? સમૃદ્ધિવાળી સૈન્યને વાહન વાળો દ્રઢધન્વા એ નામથી વિ-ખ્યાતિ પામેલો દશ હજાર વર્ષ સૂધી અક્ષય બળ ને સામર્થ્ય વાળું, ઇંદ્રના પદથી શ્રેષ્ટ પૃથ્વિનું રાજ્ય ભોગવિશ, ત્યારે આ તારા અર્ધ અંગને હરનારી ગૌતમી પટરાણી નિત્ય પતિની સેવામાં પ્રતિવાળી ગુણસુંદરી નામે થશે, ચાર પુત્રો રાજનીતિમાં કુશલ થશે, એક

મહા ભાગ્યવાળી, સુશીલ, અતિ સુંદીર મુખ વાળી કન્યા થશે, હે મહાભાગ ! સુર ને અસુરો અતિ દુઃખે મેળવી શકે એવાં સુખો ભોગવી હું પૃથિવીની પીઠ ઉપર કૃતાર્થ છું, એવા અજ્ઞાનથી મોહ પામતાં અતિ દુઃખે તરાય એવા સંસારના વિષયોથી મન સેંચા· વાને લીધે જ્યારે સંસારરૂપ સમુદ્રથી તારનારા વિષ્ણુને ભૂલિશ, ત્યારે હે વીપ્ર ! આ તારો પુત્ર પોપટ થઇ વનમાં વડનાં ઝાડનો આશરો લઇ વારંવાર વૈરાગ્યને ઉપજાવનારા શ્લોક ભણતાંજ તને આવો ઉપદેશ દેશે. પોપટે કહેલું વચન સાંભળી ઉદાસ મનથી તું ઘેર આવિશ. પછી વિષયથી થતાં સુખને છોડી ચિંતારૂપિ સમુદ્રમાં ડૂબતાં હે બ્રાહ્મણ ! તને વાલ્મીકિ આવી બોધ દેશે. તેના વાક્યથી સંદેહ જતાં તું શરીરને છોડી સ્ત્રી સહિત પુનર્જન્મથી રહિત વિ· ષ્ણુંના સ્થાનને પામિશ. આવું વિષ્ણુ કહેતા હતા ત્યારે બ્રાહ્મણનો પુત્ર ઉભો થયો. તેને જોઇ તે સ્ત્રી પુરૂષ મોટા આનંદવાળાં થયાં અને સર્વ દેવોએ પણ પ્રસન્ન થતાં પુષ્પોની વૃષ્ટિ વર્ષાવી. શુકદેવ પણ શ્રીહરિને તથા બે માતા પિતાને પગે લાગ્યો. અને ગરૂડ પણ તે બ્રાહ્મણને પુત્ર સહિત જોઇ અતિ સંતોષ પામ્યો. તે વખતે બ્રાહ્મણ ચકિત થઈ શ્રી હરિને વંદી તથા બ હાથ જોડી જગતના ઇશ્વિર વિષ્ણુ પ્રત્યે હૃદયમાં રહેલી શંકાને ટાળવા હર્ષથી ગદગદ વાણીવડે બોલ્યો. હે સંકટને હરનાર વિષ્ણુ ! મેં જ્યારે નિરંતર ચાર હજાર વર્ષ દુઃખેથી કરાય એવું તપ કર્યું ત્યારે તમે ત્યાં આવી જે મને આકરૂં વચન કહ્યું કે–હે વત્સ ! મેં આજ જોયું કે તને પુત્ર નથીજ. તે વચનને છોડી મારા મુવે· લા પુત્રને જીવાડવાનુ કારણ કહો ? આવા શ્રી બૃહન્નારદીય પુરાણ· નાં પુરૂષોત્તમ માહાત્મ્યના શ્રી નારાયણને નારદના સંવાદવિષે સુદેવ પુત્ર જીવનનામે અઢારમા અધ્યાય પૂર્ણ થયો.

## અધ્યાય ૧૯ મો.

સૂત બોલ્યા—હે ઋષિઓ ! આ પ્રમાણે બોલતા પુરાતન મુનિને ઉત્તમ વાણીથી જાણે પ્રસન્ન કરતા હોય તેમ નારદ પૂછવા લાગ્યા. હે તપોનિધિ ! પ્રસન્ન થયેલા વિષ્ણુએ સુદેવને શું કહ્યું ? શ્રી નારાયણ બોલ્યા—આ રીતે મહાત્મા સુદેવે જણાવેલા ભક્તવત્સલ ભગવાન્ વિષ્ણુ વાણીથી પ્રસન્ન કરતાં ઉત્તર આપવા લાગ્યા. વિષ્ણુ બોલ્યા–દ્વિજરાજ ! તમે જે કર્યું તે બીજો નહિ કરે, જેથી હું ઘણો સંતોષ પામ્યો તે તમે ખચિત જાણતા નથી. આ મારો વ્હાલો માસ જે પુરૂષોત્તમ ગયો તેની સેવા સ્ત્રી સહિત શોકમાં ડુબેલા તમોને થઇ એ પ્રમાણે હે તપોનિધિ દ્વિજોત્તમ જે માણસ આ મારા પુરૂશોત્તમ માસમાં અપવાસ કરે છે એ પણ અનંત પાપોને બાળી દેવનાં વિમાનમાં બેસી વૈકુંઠમાં જાય છે. તમે સમય વગર વર્ષાદ આવવાથી આહારથી રહિત રહ્યા, ત્રણ કાળમાં તમને દિવસે દિવસે સ્નાન થયું હે તપોધન ! તમે આખા મહિના સુધી વરસાદમાં સ્નાન કર્યું અને ત્યાં સુધી તમને અખંડિત ઉપવાસ થયા. શોક રૂપિ સમુદ્રમાં ડુબતાં તમને અજાણતાં પણ પુરૂષોત્તમનું સેવન થયું. આ તમારા સાધનનું કોણ પ્રમાણ કરી શકશે ? બ્રહ્માએ દેવોની પાસે એક તરફ જે વેદમાં કહેલાં છે તે સઘળાં સાધનો લેઈ એક તરફ પુરૂષોત્તમને તોલ્યો બીજાં સાધનો હલકાં થયાં. અને પુરૂષોત્તમ ભારે થયો; માટે પૃથ્વમાં રહેલા લોકો પુરૂષોત્તમને પૂજે છે. માટે હે પુત્ર ! તમે હમણાં સર્વ રીતે ધન્ય છો કે જેથી આમાં તમે ઉગ્ર, અતિ દારૂણ તપ કર્યું. મનુષ્ય જન્મ ધરીને શ્રી પુરૂષોત્તમ મહિનામાં જેઓ ન્હાવાથી ને દાન દેવાથી રહિત છે તેઓ જન્મ જન્મમાં દરિદ્રી થાયછે. તે કારણથી

મારો વ્હાલો પુરૂષોત્તમ સંપુર્ણ મનથી સેવવો. પુરૂષોત્તમને સેવનાર છે તે પુન્યવાન્ ને ભાગ્યવાન્ નર માર પ્યારાપણાને પામે છે, શ્રી નારાયણ બોલ્યા—હે મુનિ ! આવું કહી તરત જગદીશ્વર વિષ્ણુ ગરૂડ ઉપર બેસી વૈકુંઠમાં ગયા. સુદેવ પણ પુરૂષોતમની સેવાથી શુકને મરણથી ઉઠેલો જોઈ સ્ત્રી સહિત રાત્રિ દિવસ અતિ આનંદ પામ્યો. અજાણતાં પણ મારી પુરૂષોત્તમની જે સેવા થઈ તેજ સફલ થઈ કે જેથી પુત્ર મરેલો જીવ્યો. અહો ! આવો માસ કયારે પણ જોયોજ નથી. આવો વિસ્મય પામવાથી તે માસને પુજ્યો. તે પુત્રની સાથે સ્ત્રી સહિત. અત્યંત સુખ પામ્યો અને શુકદેવ પણ સત્કારોથી પિતાને આનંદ દેવા લાગ્યો. કર્મના માર્ગની ચાહના છોડી ભક્તિના માર્ગમાં એક ઇચ્છાવાન્ થઇ તે માસને તથા વિષ્ણુને વખાણતાં આદર સહિત પુજવા લાગ્યો.

સઘળા દુઃખોને ટાળવાવાળા પુરૂષોત્તમ માસને અને તેમાં શ્રીહરિને જપ હોમ વગેરેથી સ્ત્રી સહિત સેવવા લાગ્યો. તે બ્રાહ્મણ નિરંતર હજાર વર્ષ પર્યંત તમામ સુખ ભોગવ્યા પછી સ્ત્રી સહિત યજ્ઞ કરનારાઓને તો તે કયાંથી મળે, પણ યોગિયોને દુઃખે મળે એવા ઉત્તમ લોકમાં ગયો. જ્યાં હરિની સમીપમાં જઇને વસનારા શોક પામતા નથી, ત્યાં થયેલા સુખને પામી સ્ત્રી સહિત પૃથ્વિમાં આવ્યા, તેજ તમેં દ્રઢધન્વારાજા પ્રસિદ્ધ છો. પુરૂષોત્તમના સેવનથી સકલ સમૃદ્ધિને સેવનાર છો. હે રાજા! આ પટરાણી ગયે ભવે પતિવ્રતા ગૌતમી હતી. હે પૃથ્વિને પાળનાર ! તમેં મને જે પૂછ્યું એ સઘળું તમને કહ્યું. પોપટ તો પૂર્વ જન્મમાં તમારો જે પુત્ર શુકદેવ જે વિષ્ણુએ જીવાડેલો હજાર વર્ષ આયુષ્ ભોગવી વૈકુંઠ ગયો હતો તેજ અરણ્યનાં તળાવમાં વડલાના ઝાડનો આશરો કર-

નાર છે. તમને પૂર્વ જન્મના પિતાને આવેલા જોઇ પોપટે અત્યંત કૃપા આવવાથી વિચાર્યું કે મારા હિતોને કરનારા, પ્રત્યક્ષ દેવરૂપ, વિષયરૂપિ સર્પોથી દોષવાળા સંસારરૂપિ સમુદ્રમાં ડૂબેલા રાજાને ઉ-પદેશ નહિ કરૂં તો મને પણ બંધન થશે. વળી જે પુત્ર પું નામના નર્કથી પિતાને તારેછે તે પુત્ર આવું, મારૂં વેદના અર્થનું જ્ઞાનપણ આજ અવળું થશે. માટે પૂર્વ જન્મના પિતાનું ભલું કરૂં. આવું ધારી હે રાજા! પોપટે તમને વચન કહ્યું. હે નિષ્પાપ! આ પ્રમા-ણે તમે પૂછ્યું એ સઘળું કહ્યું, હવે પછી હું પાપને ટાલનારી સરયુ નદી તરફ જઇશ. શ્રી નારાયણ બોલ્યા—આવા કીર્તિવાળા રાજાના આગલા જન્મના ચરિત્રને આ રીતે કહીને જતા મુનિને સમજાવી નમતા, નહિ ગણી શકાય એવાં પુન્યવાળા, રાજાઓના રાજાએ કંઇ પણ કહ્યું. આવો શ્રીબૃહન્નારદીય પુરાણના શ્રીપુરૂષોત્તમ માહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદ વિષે વાલ્મીકિએ કહેલાં દઢધન્વાના ટુંક આખ્યાનમાં પુરૂષોત્તમની મોટાઇને કહેવાના નામવા-ળો ઓગણીશમો અધ્યાય પૂર્ણ થયો.

---

## અધ્યાય ૨૦ મો.

સૂત બોલ્યો—હે બ્રાહ્મણો! નારાયણના મુખથી દઢધન્વાનું પૂર્વનું બનેલું ચરિત્ર સાંભળી નહીં અતિ તૃપ્તિ પામેલ નારદ, મુનિને પુછવા લાગ્યા. નારદેં પૂછ્યું—હે તપરૂપિ ધનવાળા! નારાયણ મહા-રાજાએ મુનિયોમાં શ્રેષ્ટ એવા વાલ્મીકિને શું પૂછ્યું? તે મને અતિ-વિસ્તારવડે કહો. શ્રીનારાયણેં કહ્યું—હે નારદ! દઢધન્વાએ મુનિ-યોમાં શ્રેષ્ટ એવા વાલ્મીકિને સમજાવી જે પૂછ્યું તે હું કહુછું માટે સાંભળો. દઢધન્વાએ પૂછ્યું–હે મુનિ! મોક્ષને ઇચ્છનારાઓએ એ પુ-

રૂષોત્તમ માસ શી રીતે કરવો? કયા દેવની, કેવી રીતે પૂજા કરવી? શું દાન અને કયો વિધ કરવો. આ સઘળું લોકના હિત માટે મને કહો. કેમકે આપ જેવાઓ સર્વ લોકના હિતને માટે કરે છે, આ મહિનો પોતે પ્રત્યક્ષ ભગવાન્ પુરૂષોત્તમ રૂપ છે, તે કરવાથી મેં તમારા મુખથી મોટું પુન્ય સાંભળ્યું છે. પૂર્વ જન્મમાં હું બ્રાહ્મણોમાં ઉત્તમ સુદેવ• થઇને પુત્રને જીવતો થયેલો જોઇ વિધિ વડે માસને કરતો હતો. હે બ્રહ્મન્! પુત્રના શોકથી અચેતન અને નિરંતર આહારને તજતાં અજાણતાં પણ મારો પુરૂષોત્તમ માસ ગયો, તેનું પણ એ ફળ થયું કે મારો મરેલો પુત્ર સુદેવ જીવતો થયો, અને હરિના કહેવાથી મેં અનુભવ કરેલા એ માસને સેવ્યો. હે તપોધન! આ જન્મમાં તે બધુ હું ભુલી ગયો; માટે ફરીને વિસ્તારથી એની પૂજાનો વિધિ મને કહો. વાલ્મીકિએ કેહ્યું–બ્રાહ્મ મુહુર્તમાં ઉઠી પરબ્રહ્મનું ધ્યાન કરવું, પછી મોટાં પાણીનાં વાસણ સહિત નૈઋત દિશામાં જવું. પુરૂષોત્તમના સેવકે ગામથી ઘણું દૂર જવું. દિવસે ને સંધ્યા વખતે કાન ઉપર જનોઈ રાખી ઉત્તરમાં મુખ કરી વસ્ત્રથી મસ્તકને વિંટી ઘાસ પૃથ્વિને ઢાંકી યત્નથી મ્હોંડાને નિયમમાં રાખી.થુંકવું નહિ, અને શ્વાસ પણ લેવો નહિ. જો રાત્રિમાં પેશાબ, દસ્ત કરવો હોય તો દક્ષિણ દિશામાં મુખ રાખી ગુહ્યેંદ્રિય ગ્રહણ કરી કરવો, પછી ઉઠીને પવિત્ર માટી લઇ આળસ છોડી ગંધન. લેપને ક્ષય કરનારૂં શૌચ કરવું. શૌચ કરી માટી ને પાણીથી પગને હાથ ધોઈ નદી વગેરેમાં ગુદા ધોવી નહીં, પણ બહાર કહાડેલાં જળથી ધોવી. જળ નહિ કહાડતાં તીર્થમાં ગુદા ધોવી હોય તો બે હાથ જેટલામાં ચાલતા જળને છોડી ન્હાના પ્રવાહ જળવડે ધોવી. પછી તે તીર્થને શુદ્ધ કરવું,

નહિ તો તે અશુદ્ધ થાય છે. આ રીતે પુરૂષોત્તમના સારા વ્રતવાળાએ શૌચ કરવું. તે પછી સોળ અથવા બાર કોગળા કરવા અને મૂત્રનો ત્યાગ કરવામાં ગૃહસ્થે આઠ કે ચાર કોગળા કરવા. પછી ત્યાંથી ઉઠી નેત્ર ધોઈ અને, ' હે વનસ્પતિ ! આયુષ, બળ, કીર્તિ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મમાં બુદ્ધિ ધારણાવાળી બુદ્ધિ તું અમને દે. ' આ મંત્ર બોલી બાર આંગળ જેવડું, ગાંઠા વગરનું, ટચલી આંગળીના જેવું જાડું પર્વના અર્ધ ભાગમાં કૂચો કરી અંઘેડાનું કે બોરડીનું દાતણ કરવું. રવિવારે દાતણની મનાઇ છે; માટે બાર કોગળાથી પવિત્ર થયા પછે પ્રાતઃકાળમાં સારી રીતે પ્રસન્નથી આચમન લઈ સ્નાન કરવું. સ્નાન કર્યા પછી પ્રથમ તીર્થના દેવતાઓનું તર્પણ કરવું. સમુદ્રમાં જનારી નદીનુ સ્નાન ઉત્તમ કહેલ છે. વિદ્વાનોએ વાવ કૂવા તલાવોમાં ન્હાવું મધ્યમ કહ્યું છે, અને ગૃહસ્થને ઘેર ન્હાવું સામાન્ય કહ્યું છે. નાહ્યા પછી વિદ્વાન્ બ્રાહ્મણે ધોળાં ને પવિત્ર બે વસ્ત્ર ધારણ કરી સદા ખભે નાખવાનુ વસ્ત્ર ધારણ કરવું. પવિત્ર ભાગમાં પૂર્વ મુખ કે ઉત્તર મુખ બેસી, ચોટલી બાંધી, બે હાથને ઢીંચણ માંહે કરવા. પવિત્રી સહિત હાથે આચમનની ક્રિયા કરવી, તે પવિત્રા અપવિત્ર ન હોવી જોઇયે, જમ્યાથી અપવિત્ર હોય તો તજી દેવી. આચમન લઈ ગોપીચંદનની માટીવડે સરખું, લાકડીને આકારે સુંદર ઉભું ટીલું કરવું. ઉર્ધ્વપુંડ્ર કે ત્રિપુંડ કરવું. તેની વચમાં છિદ્ર કલ્પવું. ઉભા ટીલામાં લક્ષ્મીને સાથે વિષ્ણુ પોતે વસે છે. આડા ટીલામાં સદા પાર્વતીની સાથે શંકર સાક્ષાત્ રહે છે, પણ છિદ્ર વિનાનું તે ટીલું સ્વાનના પગ સરખું ગણાય છે. ધોળુ ગોપીચંદન મનુષ્યોના જ્ઞાનને કરનારૂં, રાતું વશ કરનાર અને પીળું સર્વ સમૃદ્ધિને દેનાર કહ્યું છે; માટે બીજાનો ત્યાગ કરવો. સર્વ પાપોના ક્ષયને

કરનારને પૂજાનું અંગ કહેલ છે માટે શંખ ચક્ર વગેરે ગોપીચંદનનીમાટી વડે ધારણ કરવાં.જેનાં દેહમાં શંખ ચક્ર વગરે ચિન્હો દેખાય છેતેમનુષ્યને મનુષ્ય નહિ જાણવો, પરંતુ તે નિરંતર ભગવાનના શરીરરૂપ છે. જે નિત્ય શંખ ચક્ર વગેરેનાં ચિન્હો ધારે છે તે દેહધારીનુ પાપ પુન્યરૂપ થાય છે. જેનો દેહ નારાયણનાં આયુધોથી નિત્ય ચિન્હવાળો છે તે ક્રોડ પાપોથી યુક્ત માણસને યમ પણ શું કરિ શકે છે ? માટે તે કર્યા પછી પ્રાણાયામ કરી સંધ્યાવંદન કરવું. પૂર્વકાળની નક્ષત્ર સહિત સંધ્યા વિધિપ્રમાણે કરવી જ્યાં સુધી સુર્ય દેખાય ત્યાં સુધી ગાયત્રી ભણવી. બે હસ્ત જોડી તથા પોતાના પગને પૃથ્વી ઉપર ધારણ કરી પાપને હરનારા, ગાયત્રીના મંત્રોથી સ્તુતિ કરી સંધ્યા વખતે નમન કરવું. (**यस्य स्मृत्या च नमोक्त्या**) આ શ્લોકરૂપ મંત્રથી જે અધુરૂ હોય તે પુરૂ કરવું. જે બ્રાહ્મણ શ્રદ્ધાથી વિધિ સહિત સંધ્યા સેવે છે તેણે ત્રણ લોકમાં કશુ પણ દુઃખે મેળવાય એવું નથી મતલબમાં સર્વ વસ્તુ તેના આધીન રહેછે આ દિવસના પ્રથમ ભાગમાં કરવાનું કહ્યું. આ પ્રમાણે નિત્યનું કર્મ કરી વિષ્ણુની પુજા લિપેલા પવિત્ર ભાગમાં પ્રયત્નથી વાણીને નિયમમાં રાખી પવિત્ર થઇ કરવી. ગાયના છાણથી ગોળ કે ચોખંડું પોતનું કરી વ્રતની સિદ્ધિ સારૂ ચોખાથી અષ્ટદલ કરવું. મંડળની પોતનાની ઉપર શુદ્ધ, ખાડા ખંડબાથી રહિત કલશ ને તેમાં સારા તીર્થથી આણેલું સારૂ પાણી ભરી રાખવો. કલશના મુખના ભાગમાં વિષ્ણું, ને કંઠના ભાગમાં રૂદ્ર, આશ્રય કરે છે તેના મુલભાગમાં બ્રહ્મા તથા મધ્ય ભાગમાં માતાઓના સમૂહ રહેનારા કહ્યા છે. કુખના ભાગમાં સર્વ સમુદ્ર, સાત દ્વીપવાળી પૃથ્વી અને અંગો સહિત ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ અને અથર્વ આ સર્વ વેદ કલશમાં

આશ્રય કરે છે, આથી કલશની સ્થાપના કરી તેમાં તીર્થોની કલ્પના કરવી. આમાં મારી શાંતીને સારૂ પાપોને ક્ષય કરવાને કારણે ગંગા ગોદાવરી, કાવેરી, અને સરસ્વતી આવો. આવું કહ્યા પછી મંત્ર સહિત ઉપચારો, ચંદન ચોખા નૈવેદ્ય અને તે કાળમાં ખીલનારાં ફુલોથી કલશની પુજા કરવી પછી તેની ઉપર પીળા વસ્ત્રથી વિંટેલું તાંબાનું ઠામ ( ત્રભાણું ) રાખવું. તેની ઉપર રાધાની સાથે સોનાના વિષ્ણુ રાખવા. રાધાજી સહિત સોનાના પુરૂષોત્તમ કરવા, અને ભક્તિમાં તત્પર થઇ વિધીથી તેની પુજા કરવી પુરૂષોત્તમ માસના દેવતા પુરૂષોત્તમ ભગવાન્ છે, માટે પુરૂષોત્તમ માસ આવે ત્યારે પુરૂષોત્તમની પુજા કરવી. મરણના ધર્મવાળો કયો માણસ જરૂર સંસાર સમુદ્રમાં બુડેલાને તારે છે તેને જગત્માં નહિ સેવે? ગામ ધન, પુત્ર ઘર, તે સારૂ નઠારૂ કર્મ ફરી ફરી પ્રાપ્ત થાય છે, પણ શરીર ફરી ફરી પ્રાપ્ત થતું નથી માટે તેની ધર્મ કાજે રક્ષા કરવી. જ્ઞાન સારૂ સાચવવો અને જ્ઞાનથી મોક્ષ સુખે મળેછે માટે ધર્મ કરવો. દેહરૂપિ ઝાડ ફળ જુનો ધર્મ છે; માટે ધર્મથી હીન જે દેહ તે ફળ વગરના ઝાડના જેવો નિષ્ફળ છે. સહાયને તારૂ માતા, સ્ત્રી, પુત્ર સગા ભાઇયો અને ધન વગેરે એકે રહેતું નથી, પણ એક ધર્મ રહેછે.દીપડીના જેવી વૃદ્ધાવસ્થા ભય દેનારી છે,રોગો શત્રુઓના જેવા છે અને દિવસે ભાંગેલા વાસણમાંથી પાણી ચાલ્યું જાય તેમ આયુષ ચાલ્યું જાય છે. લક્ષ્મી સમુદ્રના મોજાના જેવી ચંચલ, યૌવન પુષ્પના જેવું મ્લાન થનારૂં અને સઘળા વિષયો સ્વપ્નના વિષય જેવા નિરર્થક છે. ધન જતુ રહે એવું ચિત્ત ચંચળ, અને સંસારનું સુખ ચલાયમાન છે આવું જાણી, વૈરાગ્યવાન્ થઇ ધર્મના અભ્યાસમાં તત્પર થવું. જેમ સર્પે અર્ધગળેલો દેડકો માખીને ખાવા ચાહે તેમ કાળે

ગળેલો જીવ પારકાને પીડા દઇને ધન મેળવવા ચાહે છે. અહો ! મૃત્યુએ ગળેલ આયુષ્યવાળા પુરૂષને શું સુખ હર્ષ પમાડે છે? શૂળી ચડાવા લઇ જતા નરના સુખની પેઠે નિરર્થક છે. જ્યારે ચિત્ત ધર્મને અર્થે હોય ત્યારે ધન સુખે મળતું નથી. જ્યારે ધન હોય ત્યારે ચીત્ત ધર્મમાં તત્પર હોતું નથી. જ્યારે ચિત્ત ને ધન હોય ત્યારે સારૂં પાત્ર મળતું નથી," જે વખતે આ ત્રણેનો સંબંધ હોય ત્યારે કંઇ પણ વિચાર ન કરતાં ધર્મ કરે છે તે બુદ્ધિમાન્ છે, ઘણા ધનથી બને એવાં ધર્મો હજારો છે, પણ પુરૂષોત્તમમાં અતિ થોડા ધનથી બને એવો મોટો ધર્મ થાય છે. સ્નાન દાન અને કથામાં વિષ્ણુનું સ્મરણું આ પ્રમાણે થયેલો પણ ધર્મ મોટા ભયથી રક્ષા કરે છે. કેમકે જેમ ગંગાએજ તીર્થ, કામદેવ એજ ધનુર્ધારી, વિદ્યા એજ ધન અને ગુણો એજ રૂપ છે. તેમ સર્વ માસોમાં આ ઉત્તમ માસજ પુરૂષોત્તમ ( વિષ્ણુ ) રૂપ છે. જોકે આ પૂર્વે સઘળાં યજ્ઞાદિ કર્મોમાં અતિ નિંદવા યોગ્ય માસ હતો; તો પણ સાક્ષાત્ ભગવાન ની કૃપાથી તેમના નામ સરખા નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો. જેમ હાથિના પગલામાં સર્વ પ્રાણિનું પગલું સમાઈ ગયેલું બનિ શકે, તેમ સઘળા ધર્મ તથા કાળ પુરૂષોત્તમમાં સમાયેલા છે. જેમ દેવ નદી ગંગાની સમાન સર્વ નદીઓ નથી, કલ્પવૃક્ષની બરોબર સર્વ ઝાડ નથી, પૃથ્વીમાં ચિંતામણિની બરોબર બીજાં રત્નો નથી, કામધેનુની સમાન બીજી ગાયો નથી, રાજાની સમાન પુરૂષો નથી, વેદોની સમાન શાસ્ત્રો નથી, તેમ સર્વ પુણ્યોના કાળ અને માસ ક્યારે પણ પુરૂષોત્તમ માસની સમાન નથી. પુરૂષોત્તમ મહિનાના દેવતા પુરૂષોત્તમ છે; માટે ભક્તિ ને શ્રદ્ધાથી પુરૂષોત્તમને પૂજવા. શાસ્ત્રને જાણનાર, પવિત્ર, સત્ય બોલનાર, વૈષ્ણવ, બ્રાહ્મણ" આચાર્યને બો-

લાવી તેની મારફત પૂજા કરવી. આ ભરતખંડમાં જેની અંદર ર-
હેલા, મોહ ને કામ વગેરે મોટા માછલાઓનો જથ્થો છે, એવા
અતિ ઉંડા સંસારરૂપિ સમુદ્રને તરીપાર જવા જે ચાહે છે તેણે
આદિ દેવ પુરૂષોતમને પુજવા. આવો શ્રીબૃહન્નારદીયપુરાણનાં પુરૂ-
ષોત્તમ માહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદવિષે દ્રઢધન્વાના
ટુંકા આખ્યાનનો આન્હિકકથન નામે વિશમો અધ્યાય પૂર્ણ થયો. ૨૦

---

## અધ્યાય ૨૧ મો.

**વાલ્મીકિ બોલ્યા**—ધાતુમય મૂર્તિનો અગ્નિ સંસ્કાર કર્યા
પછી પ્રાણપ્રતિષ્ઠા કરવી. ન કરે તો ધાતુજ ગણાય છે. જમણા
હાથે કરી પ્રતિમાના બે ગાલનો સ્પર્શ કરી તે મૂર્તિમા દેવપણાની સિદ્ધિ
સારૂ વિષ્ણુ દેવના વાયુની પ્રતિષ્ઠા કરવી.મૂર્તિયોમાં પ્રાણોની પ્રતિષ્ઠા ક-
ર્યા વિના પ્રથમ જે ધાતુ હતી તેવીજ રહેછે પણ તેમાં દેવાતન પ્રાપ્તથતું નથી.
હેરાજા બીજાદેવોની પ્રતિમાઓમાં પણ તેઓના દેવપણાની સિદ્ધિ સારૂ
પ્રાણ પ્રતિષ્ઠા કરવી. ( તદ્વિષ્ણો ) ઈત્યાદિ મંત્રના પુરૂષોત્તમના બી-
જથી મંત્રને જાણનારે મૂર્તિનીપેઠે હૃદય ઉપર અંગુઠો રાખી આ
( આગલ કહેલા ) મંત્રોથી હૃદયમાં પણ પ્રતિષ્ઠા કરવી
**( अस्यै प्राणाः प्रतिष्ठंतु अस्यै प्राणाः क्षरंतु च अस्यै
देवत्वमंख्यायै स्वाहा. )** આ યજુર્વેદનો મંત્ર બોલી આ રીતે વેદના
મૂલ મંત્રને અંગના મંત્રોથી સર્વ પ્રતિમાઓમાં પ્રાણો (વાયુઓ)ની પ્રતિ-
ષ્ઠા કરવી. અથવા ચોથી વિભક્તિ જેના અંતમાં છે અને સ્વાહા
જેના અંતમાં છે એવા નામના મંત્રોથી પ્રયન્તવડે તે તે દેવોને
સંભારતાં પ્રતિષ્ઠા કરવી. આમ પ્રાણોની પ્રતિષ્ઠા કરી શ્રી પુરૂષોત્ત-

મનું ધ્યાન કરવું. જેની છાતિમાં શ્રીવત્સ-ચિન્હ છે, એવા શાંત, નીલકમલની પાંખડીના સરખી કાંતિવાળા, ત્રણ વાંકા ભાગોથી સુંદર રાધા સહિત પુરૂષોત્તમનું નિરંતર ધ્યાન કરવું. દેશ તથા કાળને ધારી વાણીને નિયમમાં રાખી પવિત્ર તથા નિયમવાળા એ સોળ ઉપચારોથી પુરૂષોત્તમને પૂજવા હે દેવોના દેવ ! હે ઇશ્વર ! પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ ! અહિં રાધા સહિત તમે મારૂં પૂજન ગ્રહણ કરો. શ્રી રાધા સહિત પુરૂષોત્તમને નમું છું. આવાહન અર્પુ છું. આમ કહી આવાહન કરવું. હે દેવોના દેવ ! ઇશ્વિર ! પુરૂષોત્તમ ! આપ જુદા જુદા રત્નોવાળું, સોનાથી શોભિત આસન ગ્રહન કરો. શ્રી રાધાસહિત પુરૂષોત્તમને આસન આપું છું, એમ કહી આસન દેવું. ગંગા વગેરે સર્વ તીર્થોથી મેં પ્રાર્થના કરી સુખકારી સ્પર્શવાળું જલ આણ્યું છે, એ પગ ધોવા ગ્રહણ કરો, એમ કહી પાદ્ય આપવું. હે હરિ ! રાધા સહિત જે ગોપિયોના આનંદ માટે નંદરાય ઘેર જન્મ્યા છો તે આપ મેં આપેલું અર્ધતુ જલ અંગીકાર કરો. આમ બોલી અર્ધજલ દેવું, હે ઇંદ્રિયોના નિયંતા ! જુના પુરૂષોમાં આપ સોનાના કલશમાં રહેલું, મેં આણેલું, ગંગાના જલનું આચમન કરો. આમ કહી આચમનને દેવું. હે હરિ ! આપ બનાવનારાની મેં આણેલાં પંચામૃતથી પૂજા કરવાવડે મારૂં કામ સિદ્ધિ પામ્યો. આમ કહી હે રાધાને આનંદ દેનારા ! દુધ દહિં ઘી દ્રવ્ય. મધ, અને સાકર આ દ્રવ્યો ગ્રહણ કરો, આમ બોલી પંચામૃતથી સ્નાન કરાવવું. હે નાથ ! હે યોગના ઇશ્વિર ! હે ગોવર્ધનને ધારણ કરનારા હે યજ્ઞોના પતિ ! હે ગાયોના પાલક દેવ ! આપને નમું છું. આપને નમું છું. હે નંદના પુત્ર કૃષ્ણ ! મેં ગંગાનાં જલના જેવું ઠંડું. નદી રૂપ, તીર્થમા રહેલું ન્હાવા જલ આપ્યું છે તે ગ્રહણ કરો. આમ

કહી ફરીને સ્નાન કરાવવું. "હે સુરોમાં શ્રેષ્ઠ દેવ ! મેં ભક્તિથી સર્વ કામનાઓના અર્થની સિદ્ધિ સારૂ બે પીળાં વસ્ત્ર નિવેદન કર્યાં છે તે લ્યો. એમ કહી વસ્ત્રને આચમન દેવું. હે દામોદર ! આપને નમસ્કાર હો. મને સંસારરુપી સમુદ્રથી તારો. હે પુરૂષોત્તમ ! ઉતરીય વસ્ત્ર સહિત જનોઇ લ્યો. આવું કહિ જનોઈ આચમન દેવું, હે સુરોમાં શ્રેષ્ઠ ! સુગંધવાળું, અતિ મનોહર, શોભિત, સુખડનું ચંદન લેપન સારૂં પ્રીતિ માટે લ્યો. આમ કહી ચંદન દેવું. હે પુરૂષોતમ ! મેં ભિક્તિથી, અતિ શોભિત, કુમકુમવાળા, અક્ષત નિવેદન કર્યા છે, માટે હે સુરોમાં શેષ્ઠ ! તે લ્યો. આમ કહી અક્ષત દેવા. હે પ્રભુ ! મેં પૂજા સારૂ માલતી વગેરે ને માલ્ય વગેરે સુગાંધ પુષ્પો આણ્યાં છે તે અંગીકાર કરો. આમ કહી પુષ્પો આપવાં પછી અંગોની પૂજા કરવી. નંદ યશોદાના પુત્ર, કેશીદૈત્યને મારનાર પૃથ્વિના ભારને ઉતારનાર, અનંત, વિષ્ણુના રૂપને ધરનાર, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, શ્રીકંઠ, સકલ અસ્ત્રધારી, વાચસ્પતી, કેશવ અને સર્વાત્મા આવાં નામોથી વિભક્તિ જેના અંતમાં છે એવા જગતના પતિને બે પગ. ઘુંટી, ગોઠણ જાંઘ, કેડ, ગુહ્યેંદ્રિય, નાભિ છાતિ. કંઠ, ભુજા. મુખ, નેત્ર અને મસ્તક; આ સર્વ અંગો પ્રત્યે, ક્રમથી પુષ્પો લઇ પૂજા કરવી."એક એક અંગની પુજા, ચોથી વિભક્તિ જેના અંતમાં છે એવા કેશવ વગેરે અને ચોવિશ મંત્રોથી બીજી વાર ફરી પુષ્પ લઈ એક એક પ્રત્યે અંગ પુરૂષોત્તમને પૂજવા. વનસ્પતિના રસરૂપ, શોભિત ગંધવાળો, સર્વ દેવોએ સુંઘવા યોગ્ય, ઉત્તમ ગંધરૂપ, આ ધુપ, ગ્રહણ કરો. એમ બોલી ધુપ દેવો. તમેં સર્વ દેવોના જ્યોતિરૂપ, તેજોમાં ઉત્તમ તેજરૂપ, આત્માના તેજરૂપ અને ઉત્તમ તેજરૂપ છો, માટે આ દીવો ગ્રહણ કરો, આમ

કહી દીવો કરવો. હે દેવ ! નૈવેદ્ય લ્યો. મને અચળ ભક્તિ આપો. મને ઇચ્છેલું વરદાન અને પરલોકમાં સારી ગતિ આપો. આમ કહી નૈવેદ્ય ધરવું. મધ્યમાં પાણી આપવું પછી અપોશન દેવું. હે ત્રણલોકના તાપને નાશ પમાડનાર! હે ઇંદ્રિયોના નિયંતા ! મેં આણેલું સોનાના કલશમાં રહેલું ગંગાજલ છે તેનું આચમન કરો. આમ કહી આચમન દેવું. હે દેવ ! મેં આ ફળ આપની પાસે રાખ્યું છે તેથી મારી જન્મ જન્મમાં સફળ પ્રાપ્તિ થાઓ આમ કહી શ્રીફળ દેવું. હે દેવ ! હે ! પરમેશ્વર ! ગંધયુક્ત કપૂરવાળું કસ્તૂરી વગેરેથી સુગંધી હાથને સાફ કરવાનું ચૂર્ણ અંગીકાર કરો આમ બોલિ કરોદ્વર્તન દેવું. હે દેવ ! મેં ભક્તિથી આપેલું, સોપારી સહિત મનોહર તાંબુળ ગ્રહણ કરો, આમકહી તાંબુળ દેવું. હે બ્રહ્માના ગર્ભમાં રહેલ, સૂર્ય કે અગ્નિનાં બીજરૂપ અને અનંત પુણ્યોના ફળને દેનાર છો, માટે મને શાંતિ ઘો. ! આમ કહી દક્ષિણા દેવી, હું શરદ્ઋતુનાં નીલ કમળના જેવા, શ્યામ, ત્રિભંગ-થી સુંદર આકારવાળા, દેવોના પતિ, અને રાધાસહિત એવા વિ-ષ્ણુને આર્તિ કરૂં છું. આમ કહી આર્તિ કરવી. હે જગત્‌ના નાથ ! રક્ષા કરો. હે ત્રણલોકના નાથ ! રક્ષા કરો. આપ ભકતોની ઉપર કૃપા કરનાર છો, માટે પ્રદક્ષિણા ગ્રહણ કરો. આમ કહી પ્રદક્ષિણા દેવી. હે યજ્ઞોના પતિ ! યજ્ઞથી થયેલ યજ્ઞના નિયંતા ! હે ગા-યોના પતિ ! આપને વારંવાર વંદન કરૂ છું. આમ બોલી મંત્રથી પુષ્પ અર્પવાં. વિશ્વના ઇશ્વિર ! હે વિશ્વરૂપ ! હે વિશ્વમાં થયેલ વિશ્વના પતિ ! હે ગોવિંદ ! આપને વારંવાર નમું છું. આમ કહી નમસ્કાર કરવા. ( મંત્રહીનં ક્રિયાહીનં. ) ઇત્યાદિ શ્લોકરૂપ મંત્રથી પુરૂષોત્તમની ક્ષમા માગી સ્વાહા જેના અંતમાં એવા મં-

ત્રાથી દિવસે દિવસે તલનો હોમ કરવો. પૂરા માસ સુધી પૂરુષોત્ત મની પ્રીતિ માટે અને સર્વ કામોના ફળની સિદ્ધિ સારૂ ઘીથી અખંડ દીવો કરવો. ( યસ્ય સ્મૃત્યા ) ઇત્યાદિ મંત્રથા વિષ્ણુને પગે લાગી જે ઓછું હોય તે પૂરૂં કરી મુખે કરવું આ રીતે જે પૃથ્વિતલમાં ભવ પામી પુરૂષોત્તમ આવે ત્યારે આનંદથી ભક્તિ વડે નવીન મેઘના સરખા શ્યામ, રાધાસહિત એવો શ્રી પુરૂષોત્તમને દિવસે પ્રતિદિન વૈષ્ણવને ગુરૂ કરી પુજે છે તે અહિંનાં સઘળાં અતુલ સુખને ભોગવી પછી ઉત્તમ પદને પામે છે. આવો શ્રીબૃહન્નારદીય પુરાણના પુરૂષોત્તમના માહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદ વિષે દધન્વાનાં ટુંક આખ્યાનને પુરૂષોત્તમ પૂજનવિધિ નામને એકવિશમો અધ્યાય પૂર્ણ થયો. ॥ ૨૧ ॥

## અધ્યાય ૨૨ મો.

**રાજાએ પુછ્યું**—હે પુરૂષોત્તમના વ્રતવાળાએ શું ખાવું? શું ન ખાવું? શું તજવું? અને શું ન તજવું? આ વગેરે નિયમોને વિસ્તારથી કહો. શ્રી નારાયણે કહ્યું–આ પ્રમાણે રાજાએ પૂછેલા તે સમર્થ વાલ્મીકિ મુનિએ તેને બહુ માન આપતાં પુરૂષોનાં કલ્યાણ માટે કહ્યું. વાલ્મીકિ બોલ્યા–હે રાજા! પુરૂષોત્તમ મહિનામાં જે નિયમો કરવાના છે તે મારાથી ટુંકાણમાં સાંભળો. પુરૂષોત્તમમાં પ્રયત્નથી હવિષ્યાન્ન જમવું એટલે કે ઘઉં, સર્વ જાતના ચોખા, સાકર, મગ, જવ, તલ, કલાયક, કાંગ, નીવાર, ચીલ, હિલમોચિકા, આદુ, તે કાળનું શાક, મૂલા, રતાળુ વગેરે કંદ, કાકડી, કેળાં સિંધાલુણ, સમુદ્રનું લવણ, ગાયનું દહિં ઘી, દુધ, માખણ કહાડી લીધા વગરની છાશ પનસ, કેરીઓ, હરડે, પીપર, જીરૂં, સુંઠ આ-

બલી, સોપારી, લવલી આંબળાં, ગોળ વગર શેરડીથી બનેલી વસ્તુ ઓ અને તેલ વગેરેથી નહિ પકવેલ હોય તેને મુનિયો હવિષ્ય કહે છે, મનુષ્યોએ હવિષ્ય જમવું તથા તે ઉપવાસ જેવું મનાય છે. સર્વ જાતનાં માંસો, મધ, મગ વગેરેનું સૌવીર અડદ વગેરે કઠોળ રાઈ, નિશા કરનારા પદાર્થ, દાળ, તલનું તેલ, અને લોહથી, ભાવથી, ક્રિયાથી તથા અવાજથી દોષવાળું અન્ન હોય તે તજવું. પારકાનું અન્ન, બીજાનો દ્રોહ, પર સ્ત્રીનો સમાગમ, અને તીર્થ વગર પરદેશમાં જવું એ પણ તજવું. પુરૂષોત્તમમાં દેવતા, વેદ, બ્રાહ્મણો, ગુરૂ, ગાય, વ્રતવાળા, સ્ત્રીઓ, રાજા, અને મોટાઓની નિંદા છોડી દેવી. ચૂર્ણોમાં પ્રાણિનું અંગ માંસ છે, ફળમાં લિંબુ માંસરૂપ છે, ધાન્યમાં મસૂર અને ટાઢું અન્ન માંસરૂપ છે. બકરી ગાય ને ભેંસના દુધ વગર બીજાં દુધ વગેરે માંસરૂપ છે સઘળા બ્રાહ્મણે વેચેલા રસો અને પૃથ્વિમાં બનેલાં લૂણ માંસરૂપ છે. તાંબાનાં વાસણમાં રહેલું ગાયનું દુધ, ચામડાની મશકમાં રહેલું પાણી ને પોતાને માટે રાંધેલું અનાજ એ પંડિતોએ માંસરૂપ માનેલ છે. પુરૂષોત્તમમાં બ્રહ્મચર્ય, ભોંય સૂવું, પત્રાલીમાં જમવું અને ચોથે પહોરે ભોજન કરવું. પુરૂષોત્તમમાં રજસ્વલા વગર મ્લેચ્છ, પતિત, નીચ, બ્રાહ્મણોના દ્વેષિ અને દેવતાને નહિ માનનારાઓ સાથે બોલવું નહિ. પુરૂષોત્તમમાં એઓયે અને કાગડાઓયે જોયેલું, સૂતકનું અન્ન, રાંધેલાને ફરી રાંધેલું અને જે બળેલુ અન્ન હોય તે નજ ખાવું. પુરૂષોત્તમમાં ડુંગલી, લસણ, મોથ, સાવની ભાજી, ગાજર, અડવીનાં પાંદડાં, મૂલા, અને શીંગનો ત્યાગ કરવો. વ્રતવાળાએ આમા અને સર્વ વ્રતોમાં પણ આ પદાર્થો તજવા, અને વિષ્ણુને પ્રસન્ન કરવા. પોતાની શક્તિવડે કૃચ્છ્ર વગેરે પણ કરવું.

કોળું, ધોળાં વંતાક, ફળ, શાક, બીલાં, કાલિંગડાં, આમળાં, નાળીયેર, તુંબડાં, પરોલાં, બોર, વંતાક વેલાનાં શાક, અને જલમાં થયેલાં, આ શાક ક્રમથી પડવા વગેરે પંદરે તિથિયો તજવાં તેમ ગૃહસ્થે રવિવારે સદા આંબલાના ફળને તજવાં. પુરૂષોત્તમની પ્રીતિ માટે જે કંઈ પણ તજવું તે ફરી બ્રાહ્મણને આપીને જમવું. હે રાજા! વ્રતવાળાએ કાર્તિક ને માઘ માસમાં પણ આ નિયમો કરવા; કેમકે નિયમ વગર વ્રતવાળો ફળ પામતો નથી. જો શક્તિ હોય તો ઉપવાસથી પુરૂષોત્તમ પૂરો કરવો અથવા યાચનાથી રહિત, ઘીનું પાન કે દુધનું પાન કરવું. અથવા વ્રતની ઇચ્છા વાળાએ શક્તિ પ્રમાણે ફળાહાર વગેરે કરવું અને વ્રતનો ભંગ ન થાય તેમ સમજુલોકોએ કરવું. પુણ્યકારિ દિવસે સવારમાં ઉઠી દિવસના પ્રથમ ભાગની ક્રિયાઓ કરી ભક્તિથી હ્રદયમાં શ્રીકૃષ્ણને સંભારતાં નિયમ લેવો, હે ભૂમી પતિ! ઉપવાસના ને રાત્રિના એક ભુક્તનો એક નિશ્ચય કરી આ વ્રત કરવું. પુરષોત્તમમાં ભક્તિવડે શ્રીમદ્‌ભાગવત સાંભળવું; કેમકે બ્રહ્મા પણ વચનથી તેનું પુણ્ય કહેવા સમર્થ નથી. શ્રી પુરૂષોત્તમ માસમાં શાલિંગ્રામનું લાખ તુલસી પત્રથી પુજન કરવું, કેમકે તેનું અનંત પુણ્ય થાય છે. શ્રીપુરૂષોત્તમ માસમાં કહ્યા પ્રમાણે વ્રત કરનારને જોઈ યમના દૂતો જેમ સિંહને જોઈ હાથિયો નાસે તેમ નાસી જાય છે. હે રાજા! આ માસનું વ્રત સો યજ્ઞોથી પણ શ્રેષ્ઠ છે. યજ્ઞ કરવાથી સ્વર્ગમાં જવાય છે; પણ પુરૂષોત્તમનું વ્રત કરવાથી ગોલોક મેળવાય છે. જે પુરૂષોત્તમનું વ્રત કરે છે તેના દેહમાં પૃથ્વિમાં જે તીર્થો, ક્ષેત્રો ને સર્વ દેવ છે તેઓ રહેછે. શ્રીપુરૂષોત્તમ માસનું વ્રત કરવાથી માઠાં સ્વપ્નાં, દરિદ્રપણું અને ત્રણ પ્રકારનાં તાપ તે સર્વે નાશ પામે છે. ઈંદ્ર વગેરે દેવો પુરૂષોત્તમની પ્રીતિ થવા માટે પુરૂષોત્તમની સેવામાં

નિશ્ચલ, વિષ્ણુના સેવકને વિઘ્નથી બચાવે છે. જ્યાં જ્યાં પુરૂષોત્તમના વ્રતવાળા રહે છે તેની આગળ ભૂત, પ્રેત, પિશાચ વગેરે રહેતા નથી. હે રાજા ! જે આ પ્રમાણે વિધિથી પુરૂષોત્તમ માસનું વ્રત કરે છે તેનું ફળ કહેવા હજાર મુખવાળો શેષ પણ સમર્થ નથી. શ્રીનારાયણે કહ્યું જે પુરૂષોમાં ઉત્તમ ઘણાં આદરથી એક મનવડે આ પ્યારા પુરૂષોત્તમ માસને શેવે છે તે પુરૂષ પુરૂષોત્તમને ઘણો વ્હાલો થઈ રસિક જનોના અધિપતિ પુરૂષોત્તમની સાથે રમે છે. આવો શ્રીબૃહન્નારદીયપુરાણનાં પુરૂષોત્તમ માહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદમાં દૃઢધન્વાના ટુંક આખ્યાનનો પુરૂષોત્તમવ્રતનિયમકથન નામે બાવિશમો અધ્યાય પૂર્ણ થયો. ૨૨



## અધ્યાય ૨૩ મો

**રાજા પૂછવા લાગ્યો**—હે દીનવત્સલ ! શ્રીપુરૂષોત્તમમાસમાં દીવો દેવાનુ શું ફળ છે ? તે કૃપા કરી મને કહો. શ્રીનારાયણ બોલ્યા—વાલ્મીકિ હર્ષ વધવાથી વિનયવાળા રાજાને હસતા હોય તેમ બોલ્યા વાંલ્મીકિયે કહ્યું—હે રાજાઓમાં શ્રેષ્ટ ! પાપને નાશ કરનારી કથા સાંભળો કે જેને સાંભળ્યાથી પાંચ જાતનું મોટું પાપ નાશ પામેછે. સૌભાગ્ય નામના નગરમાં ચિત્રબાહુ નામથી પ્રસિદ્ધ સત્યપ્રતિજ્ઞાવાળો, મોટી બુદ્ધિવાળો, અતિ શૂર, ઉત્તમ, સહનશીળ, સર્વ ધર્મને જાણનાર સદાચાર રૂપ, દયાવાળો, બ્રહ્મને માનનાર, ભગવાનનો ભક્ત, કથા સાંભળવામાં તત્પર, સદા પોતાની સ્ત્રીમાં પ્રીતિવાળો. પશુ, પુત્રોવાળો, ચતુરંગી સેનાથી યુક્ત અને સમૃદ્ધિથી કુબેરભંડારીની ઉપમા અપાય એવો રાજા હતો. તેની ચંદ્રકળા નામે

ચોસઠ કળાવાળી, મહાભાગ્યવાન્, ભગવાનની ભક્તિવાળી, પતિવ્રતા સ્ત્રી હતી. તેની સાથે જુવાન રાજા પૃથ્વિને ભોગવતો હતો, ને શ્રીકૃષ્ણદેવતા વિના બીજા દેવને જાણતો નહોતો. એક દિવસે ભૂપાળ ચિત્રબાહુ રાજાયે વેગળેથી આવતા મુનિઓમાં શ્રેષ્ટ અગસ્ત્યને જોઇ દંડની પેઠે પૃથ્વિ ઉપર પડી પ્રણામ કરી વિધિથી તેની પુજા કરી અને ભક્તિવડે આસન અર્પી શ્રેષ્ટ મુનિની પાસે ઉભો રહ્યા વિનયથી નમ્રતાવંત થઈ મુનિયોમાં શ્રેષ્ટ અગસ્ત્યને કહેવા લાગ્યો. રાજા બોલ્યો—આજ તમે શ્રીકૃષ્ણના સેવક મારે ઘેર આવ્યા તેથી આજ મારો જન્મ સફળ થયો, અને આજ મારૂં ઘર સફળ થયું. તમે મારા સામુ જોયું તેથી હુ પાપોના સમૂહથી છુટયો. મેં હાથી ઘોડા ને રથોવાળું રાજ્ય તમને સોંપ્યું છે. હે મુનિ શ્રેષ્ટ તમે વિષ્ણુના ભક્ત છો માટે મેં તમને કશું ન અપાય એવું છેજ નથી, કેમકે બહુ થોડું વૈષ્ણવને આપેલું મેરૂની બરોબર થાય છે. દિવસમાં જે કોડી જેટલું પણ વ્યંજન કે ઉત્તમ અન્ન વૈષ્ણવ બ્રાહ્મણને નથી દેતો તેનો તે દિવસ વેદના પારને પામેલાઓયે નિષ્ફળ કહ્યો છે; કેમકે જે કોઈ વૈષ્ણવ બ્રાહ્મણો હોય તે સર્વ પૂજવા લાયક છે. વળી તેઓની સંભાળ વાણી, મન, શરીર ને કર્મોથી કરવી. આવું ગર્ગ ગૌતમે તથા સુમતુએ મને કહ્યું છે. જ્યાં સુધી સૂર્ય ઉગતો નથી ત્યાં સુધી તારાઓની કાંતિ જણાય છે. તેમ જ્યાં સુધી વૈષ્ણવ નથી આવતો ત્યાં સુધી બીજા બ્રાહ્મણો જણાય છે. અગસ્ત્ય બોલ્યા–હે માહાભાગ ચિત્રબાહુરાજા! તમે હમણાં પુણ્યવાન્ છો, અને આ સઘળી પ્રજા પણ પુણ્યવાન્ છે. જે તમે વૈષ્ણવ રક્ષણ કરોછો. જે દેશનો રાજા વૈષ્ણવ ન હોય તે દેશમાં વસવું નહિ. શૂન્ય વનમાં વસવું શ્રેષ્ટ છે પણ વૈષ્ણવ વગરના દેશમાં રહેવું ઠીક નથી. જેમ નેત્રથી રહિત

દેહ, પતિનાવગર સ્ત્રી, અને અભણ બ્રાહ્મણ વ્યર્થ ગણાય છે તેમ વૈષ્ણવની રહિતદેશ છે. જેમ દાંત વિનાનો હાથી, પાંખ વિનાનું પક્ષી અને દશમથી વેધવાળી અગીયારશ, તેવો વૈષ્ણવથી હીન દેશ છે. જેવી કેશસહિત વિધવા સ્ત્રી, સ્નાનથી રહિત વ્રત, અને બ્રાહ્મણી સાથે ચાલનારો શૂદ્ર તેવો વૈષ્ણવ વગરનો દેશ છે. સારા પુરૂષો જે શ્રીકૃષ્ણના ચરણનો આશ્રય કરનાર છે તેને રાજા કહે છે, તેનો દેશ નિત્ય વૃદ્ધિ પામેછે અને તેની પ્રજા સુખી થાય છે. હે રાજન્ જેથી મેં તમને જોયા તેથી મારી દૃષ્ટિ સફળ થઇ. વળી આજ તમારી સાથે હું બોલું છું તેથી મારી વાણી સફળ થઇ. હે રાજા! મેં રાજ્યની ઉપર પ્રતિષ્ટા કરેલા આપે મારી આજ્ઞાથી આ રાજ્ય કરવું. હવે હું જઇશ અને આપનું કલ્યાણ થાઓ. શ્રીનારાયણ બોલ્યા—આવું બોલી જવાની ઇચ્છાવાળા તે મુનિ શ્રેષ્ટ અગસ્ત્યને તે પતિવ્રતા પટરાણી પરમ ભક્તિથી પગે લાગી. હે કલ્યાણવાળી! સદા તમારૂં અખંડ સૌભાગ્ય રહો, ભક્તિથી તમે પતિને ભજો, અને સદા તમારી દૃઢભક્તિ શ્રીગોપીજનના પ્યારા કૃષ્ણમાં થાઓ. આમ આશીવ્ દેતાં તે ફરી બે હાથ જોડી વિનયથી ડોક નમાવતો રાજા કહેવા લાગ્યો. ચિત્રબાહુ બોલ્યો, મેં શું પુણ્ય કરેલાંછે કે જેથી મને ઘણી લક્ષ્મી, શત્રુઓથી રહિત રાજ્ય અને પતિવ્રતા સ્ત્રી મળ્યાં છે! તે હે બ્રાહ્મણોના અધિપતિ! હે મુનિશ્વર! તમે સઘળું હાથમાં રહેલા આમળાના ફળની પેઠે જાણો છો ને હું તમારે શરણ આવ્યો છું માટે મને તે કહો.

**શ્રીનારાયણ બોલ્યા**—આ પ્રમાણે જણાવેલા મુનિયોમાં શ્રેષ્ટ અગસ્ત્ય સમાધિ યુક્ત મનવાળા થઇ શ્રેષ્ટરાજા પ્રત્યે બોલ્યા. અગસ્ત્ય બોલ્યા—મેં પૂર્વે બનેલું સઘળું તમારૂં ચરિત્ર જોયું તે ઈ-

તિહાસ સહિત આજે કહું છું. રમણીય ચમત્કાર નામના નગરમાં મણિગ્રીવ નામવાળા, શૂદ્ર જાતિમાં જન્મેલા, જીવહિંસામાં તૈયાર, નાસ્તિક, દુષ્ટ બુદ્ધિવાળા, પરસ્ત્રીને પરાભવ પમાડનાર, કરેલા ઉપકારને હણુનાર, અવિનયી અને વિદ્વાનોના આચારથી રહિત હતા. જે આ તમારી સ્ત્રીછે તે પૂર્વજન્મમાં સુંદરી કર્મ મન ને વાણીથી પતિની સેવામાં તત્પર મહાભાગ્યવાળી, મનસ્વિની અને પતિવ્રતા હતી. પાપના કરવાથી તમારો જ્ઞાતિ અને સગાઓએ ત્યાગ કર્યો. રાજાએ ક્રોધથી તમારૂં સઘળું ધન હરિ લીધું, તેમ તેથી જે કંઇ બાકી રહ્યું તે નાતે લીધું. તે વખતે દ્રવ્ય જવાથી તમને ઘણી ધનની ઇચ્છા થઇ. ધન નાશ થવાથી પવિત્ર સ્ત્રીએ ઉદાસ પામતાં તમને તજ્યા નહિ. આમ સર્વેએ તિરસ્કાર કર્યાથી તમે નિર્જન વનમાં ગયા. અનેક જીવોને મારી પોતાનું પોષણ કરવા લાગ્યા. હે ભુપાલ ! આ રીતે સ્ત્રી સાથે વર્તતો હતો. એક દિવસે મણિગ્રીવ મૃગનું માંસ લેવાની ઇચ્છાથી ઘણા સર્પ ને મૃગોથી ભરેલાં વનમાં ગયો. તે નિર્જન વગડામાં માર્ગની વચે ઉગ્રદેવ એવા નામથી પ્રસિદ્ધ મોટા મુનિ મધ્યાન્હે સૂર્ય હોવાથી અત્યન્ત તર્પથી પીડા પામતો દિગ્મુઢ ને વિહ્‌વલ થયો, અને હે રાજા ! ત્યાંજ પડયો ને ને વખતે મરવું ચાહવા લાગ્યો. તે વિપ્રને દિશાગાં ભમતો ને દુઃખ વાળો જોઈ તમને દયા આવી અને તે મુનિને ઉઠાડી લઇને આશ્રમમાં ગયા. ત્યાં તમે બન્ને સ્ત્રીપુરૂષે દુઃખિત બ્રાહ્મણુની સેવા કરી. તે સમયે બે ઘડી પછી મહાયોગી ઉગ્રદેવ ચેતના પામી ત્યાં વિસ્મય પામ્યો કે હું ત્યાં રહ્યો હતો છતાં કોણુ મને અહિં બીજા વનમાં લાવ્યું. શ્રીનારાયણુ બોલ્યા—મણિગ્રીવ બ્રાહ્મણુને કહેવા લાગ્યો. હે મહામુનિ ! આ રમણીય સરોવર છે. અહિં શીતળ કમ-

લિનીનાં પુષ્પોના સુગંધવાળું પાણી છે. તે થંડા પાણીમાં ન્હાઇ દિવસના પ્રથમ ભાગનાં કર્મો કરી ફળાહાર કરો અને અતિ શીતળ પાણી પીયો. હે મુનિ શ્રેષ્ટ ! મેં હાલ તમારી રક્ષા કરેલ છે માટે સુખથી વિશ્રાંતિ કરો. આપ ઉઠો, અમારી ઉપર કૃપા લાયક છો. અગસ્ત્ય બોલ્યા—તે વખતે સંજ્ઞા પામેલો ઉગ્રદેવ શ્રમ જવાથી મણિગ્રીવનું વચન સાંભળી તર્ષાતુર હોવાને લીધે ઉઠયો અને મણિ-ગ્રીવનો હાથ ઝાલી તળાવને તીરે ગયો, હે ચિત્રબાહુ ! વડથી શો-ભતા તેના કીનારે બેઠો. વડની છાયાનો આશ્રય કરતાં તે ક્ષણમાં સુખ પામી ન્હાઇ નિત્યકર્મ કરી કૃષ્ણને પૂજ્યા, દેવને પિતૃઓનું તર્પણ કરી અતિ તાઢું પાણી પીધું. પછી તરત ઉગ્રદેવ વડનાં મૂળ ભાગની પાસે આવ્યો. સ્ત્રી સહિત મણિગ્રીવ શ્રેષ્ટમુનિને નમ્યો અને પરોણાગત કરવા ઉત્સાહયુક્ત મનથી વિનયવડે વાણી બોલ્યો—હે બ્રહ્મન્ ! આજ તમે અમને તારવા મારા આશ્રમમાં આવ્યા. તમારા દર્શનથીજ મારૂં પાપ નાશ પામ્યું. આવું તેને કહી મણિગ્રીવ પ્રીયા પ્રતે બોલ્યો. અરે સુંદરિ ! તમે જે પાકેલાં ને સ્વાદવાળાં આંબાનાં ફળો હોયતે જલદી લાવો. વધારે વખત કરો માં. વળી હે સુંદર મુખવાળાં ! બીજું જે કંઇ પણ કંદ વગેરે હોય તે પણ લાવો પોતાના પતિનું કહેવું સાંભળી સુંદરીયે તે કંદ વગેરે લાવી હર્ષથી બ્રહ્મનની પાસે મુકયાં. મણિગ્રીવે ફરી વાર શ્રેષ્ટ મુનિ પ્રત્યે વચન કહ્યું. હે બ્રહ્મન્ ! ફળોને અંગીકાર કરો અને અમો સ્ત્રી પુરૂષને કૃતાર્થ કરો. ઉગ્રદેવ બોલ્યો—અરે ! આપ કોણ છો ? એ મને કહો; કેમકે હું તમને જાણતો નથી. વિશેષ જાણનારા બ્રાહ્મણે અ-જાણ્યાનું ખાવું નહિં. મણિગ્રીવ બોલ્યો—હે દ્વિજવર ! પોતાના જનો જાતિ વર્ગ અને ભયાતોએ તજેલો હું મણિગ્રીવ નામે શૂદ્ર છું.

આવું શૂદ્રનું વચન સાંભળી ઉગ્રદેવે પ્રસન્ન મનથી ફળાહાર કરાવ્યો અને તે પછી પાણી પીધું. પછી સુખે બેઠેલા બ્રાહ્મણને મણિગ્રીવે વચન કહ્યું. પોતાના ખોળામાં રહેલાં તેનાં બે ચરણકમળને વારંવાર દબાવતાં મણિગ્રીવ બોલ્યો—હે મુનિ શ્રેષ્ટ ! તમારે ક્યાં જવું છે અને તમે આ જનોથી રહિત દુષ્ટ, પાણી વિનાના અને ઘાતકી પ્રાણિયોથી ભરેલા વનમાં ક્યાંથી આવ્યા છો ? ઉગ્રદેવ બોલ્યા—હું બ્રાહ્મણ છું ને પ્રયાગ જવા ચાહું છું. હમણાં અજાણ્યા માર્ગથી ભયંકર વનમાં આવ્યો, ત્યાં થાકેલો તર્ષથી પીડાતાં ક્ષણ વારમાં મરવાની ઇચ્છાવાળો થયો, તેવામાં તમે મને જીવિત આપ્યું માટે બોલો હું તમને શું દઉં ! હે મણિગ્રીવ ! તમે સ્ત્રી પુરૂષે કયા દુઃખથી જંગલનો આશરો લીધો ? તે દુઃખ હું મટાડીશ માટે કહો !

અગસ્ત્ય બોલ્યા—આવું સુંદર ઉગ્રદેવનું બોલવું સાંભળી સ્ત્રીની રૂબરૂ તે મુનિ ઇશ્વરને પ્રસન્ન કરી દરિદ્રપણારૂપ સમુદ્રને તરવા ચાહતો એ મણી ગ્રીવ પોતાના કર્મના ફળરૂપ પોતાનું વૃતાંત બોલ્યો. આવો શ્રી બૃહન્નારદીય પુરાણના પુરૂષોત્તમ મહાત્મ્યના શ્રી નારાયણને નારદના સંવાદમાં દ્રઢધન્વાનાં ટુંક આખ્યાનનો ત્રેવિશમો અધ્યાય પૂર્ણ થયો

## અધ્યાય ૨૪ મો.

મણિગ્રીવ બોલ્યા—હે બ્રાહ્મણ ! દ્વિજજનોથી ભરેલા રમણીય તે ચમત્કાર પુરમાં મારો વિવાહિત સ્ત્રીની સાથે નિવાસ હતો. ધનાઢ્ય પવિત્ર ને પરોપકારથી શોભિએ છતાં મારી ભાગ્ય યોગેં નઠારી બુધ્ધી થઇ. દુષ્ટ બુદ્ધિથી પોતાના ધર્મને તજી દઈ નિત્ય પરસ્ત્રી સેવન અને નહિ પીવાની વસ્તુ પીવા લાગ્યો.

હું ચોરી ને હિંસામાં તત્પર થયો તેથી પોતાના સગાઓયે મારો ત્યાગ કર્યો. તે વખતે બૃહદ્બલ નામના રાજાયે મારૂં ઘર લુંટયું. જે કશું બાકી હતું તે ધન પોતાના જનોયે લીધું. આમ સઘળાએ તિરસ્કાર કરવાથી મેં વનવાસ પકડયો. નિત્ય જીવોનો વધ કરી હું સ્ત્રીની સાથે જીવું છું. હે બ્રહ્મન્! આ ભયંકર વનમાં હમણાં પાપ યુક્ત દુષ્ટ મનથી વસનાર છું, તેની ઉપર કૃપા કરો. તમે પૂર્વના પુણ્યોના સમુદાયથી મળ્યા છો. હે મહામુનિ! હું સ્ત્રી સહિત તમારે શરણ આવ્યો છું, માટે ઉપદેશ રૂપ પ્રસાદથી મને કૃતાર્થ કરો, કે જેથી તત્કાલ મારૂં તીવ્ર દરિદ્રપણું નાશ પામે ને અતુલ્ય વૈભવ પામવાથી સુખ થાય તેમ કરૂં. ઉગ્રદેવ બોલ્યા–હે મહાભાગ! મારી જે મેમાનગતિ કરી તેથી કૃતાર્થ છો, અને એથી હમણાં સ્ત્રી સહિત તારૂં કલ્યાણ થશે.

જે રીતે વ્રતો તીર્થો દાનો અને યત્ન વગર તમારૂં દરિદ્રપણું નાશ પામે તે રીતે મેં ધારયું છે. હવે પછી ત્રિજો પુરૂષોત્તમ માસ છે તેમાં તમે બે સ્ત્રી પુરૂષે પ્રયત્નથી પ્રીતિ માટે દીપદાન કરવું, તેથી તમારૂં ભારે દરિદ્રપણું મૂળ સહિત નાશ પામશે. તલનાં તેલથી કે વૈભવ હોય તો ઘીથી દીવો કરવો. હમણાં વનમાં વસતાં તે બેઉમાં રહેલું કંઈ તમારી પાસે ન હોય તો હે નિષ્પાપ મણિગ્રીવ! તમારે સ્ત્રીની સાથે માસ પૂરો થાય ત્યાં સુધી નિયમ સહિત ઇંગોલિયાનાં તેલથી દીવો કરવો. નિરંતર આ સરોવરમાં સ્ત્રીની સાથે ન્હાઈ એજ પ્રમાણે તમારે વનમાં મહિના સુધી કરવું. તમારી કરેલી પરોણાગતથી પ્રસન્ન થતાં મેં શાસ્ત્રમાં નિશ્ચય કરેલાંછે કે આજ ઉપદેશ સ્ત્રી સહિત તમને કરવો. બીજી રીતે પણ દીવાનું દાન લક્ષ્મીનો વધારો કરનારૂં છે; પણ જો પુરૂષોત્તમમાં વિધિથી કરેલ

હોય તો લક્ષ્મીની વૃદ્ધિ કરે એમાં શું પછી કહેવું ? વેદમાં કહેલાં જુદાં જુદાં કર્મો અને દાનો પુરૂષોત્તમ માસના દીવાંની સોળમી કળાને યોગ્ય નથી. યોગજ્ઞાન, સાંખ્યશાસ્ત્ર અને શાસ્ત્રોપણ પુરૂષોત્તમના દીવાની સોળમી કળાને યોગ્ય નથી. કૃચ્છ્રચાંદ્રાયણ વગેરે સફળ વ્રતો પણ પુરૂષોત્તમના દીવાની સોળમી કળાને યોગ્ય નથી. વેદનો અભ્યાસ, ગયામાં શ્રાદ્ધ અને ગૌતમી નદીના તીર્થનું સેવન પુરૂષોત્તમના દીવાની સોળમી કળાની બરોબરી કરી શકનાર નથી. હજારો ગ્રહણ અને સેંકડો વ્યતીપાત પુરૂષોત્તમના દીવાની સોળમી કળાને યોગ્ય નથી. કુરૂ વગેરે ઉત્તમ ક્ષેત્રો અને દંડક વગેરે વનો પુરૂષોત્તમના દીવાની સોળમી કળાને યોગ્ય નથી. હે પુત્ર ! આ અતિ છાનું દીપદાન છે તે કોઇને કહેવું નહિ; કેમકે ધન ધાન્ય પશુ સમૂહ પુત્ર પૌત્ર અને કીર્તિને કરનારૂં, વાંઝણીનાં વાંઝીઆપણાને મટાડનારૂં, સ્ત્રીયોને વિધવાપણાને નહિ આપનારૂં, રાજ્યથી ભ્રષ્ટથયેલાને રાજ્ય આપનારૂં ને મનુષ્યોનાં વિચારેલાં કામને સફળ કરનારૂં છે. આથી કન્યા ગુણિ અને ઘણું જીવનારા પતિને પામે છે, સ્ત્રીની ઈચ્છાવાળો સારા સ્વભાવવાળી પ્રતિવ્રતા સ્ત્રીને પામે છે, વિદ્યાને ઇચ્છનારો વિદ્યા પામે છે, સિદ્ધિને ચાહનારો સિદ્ધિ પામે છે, ખજાનાની ઇચ્છાવાળો ખજાનો પામે છે અને મોક્ષની ઈચ્છાવાળો મોક્ષ પામે છે. જે કોઇ ઠેકાણે પણ પુરૂષોત્તમ માસમાં જે વિધિ વિના તથા શાસ્ત્ર વિના પણ દીવો કરે છે તે સર્વે ઇચ્છાને પામે છે, ત્યારે હે પુત્ર ! જે વિધિવડે પ્રયત્નથી દીવો કરે તે સર્વ સુખને પામે એમા શું કહેવું ? માટેશ્રી પુરૂષોત્તમમાં દીવો કરવો. આ આજ તમારા આકરા દરિદ્રપણાને ટાળનારૂં કહ્યું. તમારૂં કલ્યાણ થશે, હવે તમારી સેવાથી પ્રસન્ન થયેલો હું જઈશ. અગસ્ત્ય બોલ્યા—આ પ્રમાણે કહી

મનથી બે ભુજાવાળા, મુરલીધર જે શ્રી હરિને સંભારતો જે ઉત્તમ બ્રાહ્મણ હતો તે પ્રયાગ ગયો. પોતાના આશ્રમથી કેટલેક સુધી તે ઉગ્રદેવને વળાવી નમી સ્ત્રી પુરૂપ પાછાં વળ્યાં. પોતાના આશ્રમમાં આવી પુરૂષોત્તમમાં મનવાળાં બ્રાહ્મણની ભક્તિમાં તત્પર તે બન્ને જણાએ ભક્તિથી બે માસ કહાડ્યા બે માસ વીતી ગયા ત્યારે પુરૂષોત્તમ માસ આવ્યો. તેમાં વૈભવકાજે આળસ છોડી ગુરૂની ભક્તિમાં તત્પર થઇ ઇંગોરીયાનાં તેલથી દીવો કર્યો. એમ કરતાં પુરૂષોત્તમ માસ ગયો. ઉગ્રદેવની કૃપાથી મનના મેલ મટવાથી તે બે કાળને વશ પામતાં ઇંદ્રની નગરીપ્રત્યે ગયાં. ત્યાંના સુખને ભોગવી ઉગ્રદેવની પ્રસન્નતાથી પૃથ્વિના ભરતખંડમાં ઉત્તમ જન્મ પામ્યાં. તેઓમાં પૂર્વ જન્મમાં જે મૃગોની હિંસામાં તત્પર મણિગ્રીવ હતો તે વીરબાહુના પુત્ર ચિત્રબાહુ એ નામથી તમે પ્રસિદ્ધ છો. અને હમણાં તમારી ચંદ્રકળા પટરાણી છે તે તમારી સુંદરી એ નામે સ્ત્રી હતી. પતિવ્રતપણારૂપ ધર્મથી આજે તમારી અર્ધાંગના સ્ત્રી છે; કેમકે જે પતિવ્રતા સ્ત્રી છે તે પતિના અર્ધ પુણ્યમાં ભાગવાળી છે. શ્રીપુરૂષોત્તમ માસમાં ઇંગોરીયાનાં તેલથી કરેલા દીવાવડે આ તમારૂં શત્રુઓથી રહિત રાજ્ય થયું છે. ત્યારે શ્રીપુરૂષોત્તમ માસમાં જે ઘીથી કે તલનાં તેલથી અખંડદીવો કરે છે તે શત્રુરહિત રાજ્ય પામે એમાં શું કહેવું ? પુરૂષોત્તમના દીવાનું આ ફળ છે એમાં સંશય નથી, ત્યારે ઉપવાસો વગેરેથી પુરૂષોત્તમનું વ્રત કરનારને ફળ થાય એમાં તો વળી કહેવુંજ શું ? વાલ્મીકિ બોલ્યા—જુના ચિત્રબાહુના ચરિત્રને કહી ઘડાથી જન્મેલા મુનિ અગસ્ત્ય તેણે કરેલા સત્કારને પામી અક્ષય આશીર્વાદ આપી ચાલતા થયા. આવો શ્રીબૃહન્નારદીયપુરાણના પુરૂષોત્તમમાહાત્મ્યના શ્રી

નારાયણને નારદ સંવાદ વિષે દૃઢધન્વાના ટુંકા આખ્યાનનો દીપ મહાત્મ્યકથન નામનો ચોવિશમો અધ્યાય પૂર્ણ થયો.

---

## અધ્યાય ૨૫ મો.

દૃઢધન્વા પૂછવા લાગ્યો—હે મુનિ ! હવે પુરૂષોત્તમ માસના વ્રતવાળા મનુષ્યોનો ઉદ્યાપનનો વિધિ કૃપાવડે કહો, વાલ્મીકિ બોલ્યા—શ્રીપુરૂષોત્તમ માસનો ઉદ્યાપનનો વિધિ વ્રત પૂરૂં થવાના કારણ માટે સારી રીતે ટુંકાણથી કહું છું. પુરૂષોત્તમના કૃષ્ણપક્ષમાં ચૌદશ, નોમ, કે આઠમને દિવસે ઉદ્યાપન કરવું કહેલું છે. પુણ્યરૂપ શ્રી પુરૂષોત્તમ માસમાં સવારે ઉઠી યથાયોગ્ય મેળવેલા સામાનથી દિવસના પ્રથમ ભાગની ક્રિયા કરી મનને સાવધાન રાખી વિષ્ણુની ભક્તિમાં તત્પર સ્ત્રી સહિત એવા ત્રિશ બ્રાહ્મણોને અથવા શક્તિ પ્રમાણે ધનને અનુસરતા સાત કે પાંચ બ્રાહ્મણો નોતરવા. પછી હે ભૂમિપાલ ! મધ્યાન્હ વખતે એક હજારને ચોવીસ રૂપિઆભાર જેટલાં, અગર તેની અર્ધ, પોતાની શક્તિને અનુસરિ પાંચ ધાન્યથી ઉત્તમ મંડળ કરવું મંડળની ઉપર ચાર દિશામાં કૃષ્ણ વગેરે ચતુર્વ્યૂહને પ્રસન્ન કરવા. શ્રીફળોવાળો, વસ્ત્રના વિંટણ સહિત, નાગરવેલના પાનથી યુક્ત શુદ્ધ ગોંદા વગરના સોનાના, રૂપાના, ત્રાંબાના કે માટીના ચાર સુંદર કળશ રાખવા. ચાર કળશો ઉપર વસુદેવના પુત્ર કૃષ્ણ ને બળદેવને, ઉત્તમ દેવ પ્રદ્યુમ્નને તથા અનિરૂદ્ધને સ્થાપવા. પુરૂષોત્તમના વ્રતના આરંભમાં કળશ સહિત, સ્થાપેલા દેવોના દેવના ઇશ્વર રાધા સહિત પુરૂષોત્તમને ત્યાંથી લાવી મંડળની ઉપર તેના મધ્યમાં રાખવા. આમાં જપની ઇચ્છાવાળાએ વેદ ને વેદોના અંગોના પારને પામનારા વૈષ્ણવને આચાર્ય કરી ચારજ બ્રાહ્મણોને

વરૂણી આપવી,અને એ દરેકને બેબે વસ્રો તથા સોનાની પવિત્રીઆપવી. આચાર્યને વસ્ત્ર આભૂષણો વગેરેથી શણગારી પછી દેહ શુદ્ધિ માટે પ્રાયશ્ચિત કરવું. તે પછી પ્રથમ કહેલા વિધિથી સ્રીની સાથે પૂજા કરવા રૂણીના બ્રાહ્મણોદ્વારા ચાર પ્રકારનો ચતુર્વ્યૂહનો જપ કરાવવો. ચાર દિશામાં ચાર ઉંચા દીવા કરવા, ત્યાર પછી ક્રમથી નાળીયેર વગેરેવડે અર્ઘદાન કરાવવું. સ્રીસહિત શ્રદ્ધા ને ભક્તિવાળાએ હર્ષથી શ્રીવિષ્ણુને સંભારતાં ગોઠણોને ભોંય ઉપર રાખી પંચરત્નો સહિત, પોતાના કરતસંપુટમાં રહેલાં યોગ્ય રીતે મેળવેલાં સારાં ફૂળોથી અર્ઘ દેવો. અર્ઘ દેવાનો મંત્ર હે દેવોના દેવ ! જુના પુરૂષોમાં ઉત્તમ ! હે હરિ ! તમને નમસ્કાર છે. રાધિકા સહિત આપ મેં આપેલ અર્ઘ ગ્રહણ કરો. બે ભુજાવાળા મુરલીને ધરનારા, પીળાં વસ્ત્રને ધરનારા, રાધા સહિત પુરૂષોત્તમને હું વંદન કરૂંછું. આમ રાધાસહિત પુરૂષોત્તમ વિષ્ણુને ભક્તિથી નમી જેના અંતમાં ચતુર્થી વિભક્તિ છે એવા નામના મંત્રોથી તલનો હોમ કરાવવો. તે પછી તેના અંતમાં તે મંત્રોથી તર્પણને માર્જન કરવાં. પછી રાધિકા સહિત પુરૂષોત્તમદેવની આર્તિ કરવી. આર્તિનો મંત્ર દેવોના અધિપતિ ! નીલ કમળના સરખી કાંતિવાળા ! ક્રોડો કામદેવોના સરખા સુંદર ! રાધિકાના પતિને પ્રેમથી હું આર્તિ કરૂંછું. પછી ધ્યાન કરવું. જેમાં તેજ છે, અનંત રત્નોથી રચેલા સિંહાસન ઉપર બેઠેલા, જેણે વાંસળીના અવાજથી વ્રજની સ્ત્રીઓને મોહીત કરેલ છે, વૃંદાવનમાં સુંદર કૌસ્તુભ મણિ સહિત શોભાયમાન્ છાતિવાળા, શોભિત રત્નમય કુંડળ મુકુટને ધરનારા અને નવાપીળાં વસ્ત્રવાળા કૃષ્ણનું રાધા સહિત ધ્યાન કરવું. તે પછી રાધિકા સહિત વિષ્ણુને પુષ્પાંજલિ આપી સ્ત્રી સહિત પુરૂષે સાષ્ટાંગ નમસ્કાર કરવો. નવા વાદળા જેવા

શ્યામ, પીળાવસ્ત્રવાળા, શ્રીવત્સથી શોભિત છાતીવાળા, અને અવિનાશિ એવા રાધિકાસહિત શ્રીહરીને હું નમુંછું. આમ નમસ્કાર કર્યા પછી બ્રાહ્મણને સોના સહિત પૂર્ણપાત્ર દેવું. ત્યાર પછી આનંદથી આચાર્યને પુષ્કળ દક્ષણા દેવી. સ્ત્રીસહિત આચાર્યને ભક્તિવડે વસ્ત્રો તથા આભૂષણોથી પણ પ્રસન્ન કરવો. તે પછી વરણી કરાવેલાઓને ઉત્તમ દક્ષણા દેવી. એક સારા સ્વભાવવાળી, દુધ દેનારી, વસ્ત્રસહિત વાંછડા સહિત, ઘંટાને આભૂષણોથી શોભિત, તાંબાના પાત્રયુક્ત સોનામાં શિંગડાંવાળી, રૂપાની ખરીયોથી શોભિત ગાય દેવી. તે પછી ઘીનુ ભર્યું વાસણ તથા તલનું દાનદેવું. સ્ત્રી પુરૂષને વસ્ત્રો સહિત ઉમામહેશ્વરની મુર્તિયો દેવી. આઠ પ્રકારનાં પદ તથા એ પગરખાનું દાન દેવું. શક્તિ હોય તો વૈષ્ણવ બ્રાહ્મણને શ્રીમદ્ ભાગવત દેવું. પણ આયુષ્ય ચળ છે એમ વિચારતાં વાર ન લગાડવી. જે પ્રત્યક્ષ ભગવાનરૂપ આશ્ચર્યકારી શ્રીમદ્ભાગવત પંડિત વૈષ્ણવ બ્રાહ્મણને દેછે તે ક્રોડ કુળનો ઉદ્ધાર કરી અપ્સરાઓની પંક્તિયે સેવેલા વિમાનમાં બેસી યોગિને દુઃખે પમાય એવા ગોલોકને પામે છે. હજારો કન્યાઓનાં દાનો, સેંકડો વાજપેય યજ્ઞો, ધાન્યવાળા ખેતરોનાં દાનો, તુલાદાનો, એ આઠ મોટા દાનો છે, તેઓ અને વેદનાં દાનો છે તેઓ શ્રી ભાગવતની સોળમી કળાને યોગ્ય નથી. માટે યત્નોથી સોનાના સિંહાસન સહિત તે વસ્ત્ર ને ઘરેણાંઓથી શેભાવાલા વૈષ્ણવ બ્રાહ્મણને દેવું. મધ્ય ભાગમાં ત્રીશ ત્રીશ પુડલાઓથી ભરેલા ત્રીશ કાંસાના વાટકાઓ જરૂર દેવા. હે ભૂમી પતી ? પુડલાઓમા જેટલા કાણાં હોય છે તેટલા હજાર વર્ષો શુધી માણસ વૈકુંઠમાં વસે છે, ત્યાંથી જુના. યોગિને દુઃખે પમાય એવા નિર્ગુણ ગોલોકમાં જાય છે, કે જયાં જ-

વાથી આવાગમન નથી. કાંસાનો સંપુટ અઢીશેરના કહેલ છે; પણ નિર્ધને વ્રત પૂર્ણ કરવા શક્તિ પ્રમાણે કરવો, અથવા પુરૂષોત્તમની પ્રીતિ માટે ઉત્તમ ફળ સહિત સામગ્રી તેમાં રાખી બ્રાહ્મણને આપવા. હે નરોના આધિપતિ ! પુરૂષોત્તમની પાસે નિમંત્રણ કરેલા સ્ત્રીવાળા બ્રાહ્મણોનો સંકલ્પ કરવો. પ્રાર્થના કરવી કે હે જગતના આધાર ! જગતના આનંદને આપનાર શ્રીકૃષ્ણ ! મારા અંહિના તથા પરલોકના સઘળા મનોરથો તરત પૂર્ણ કરો. આમ શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી પુરૂષોત્તમને સંભાળતાં આનંદથી સદાચારિ સ્ત્રીવાળા બ્રાહ્મણોને જમાડવા. બ્રાહ્મણ રૂપ વિષ્ણુને સંભાળતાં તથા સ્ત્રીરૂપ રાધાને સંભાળતાં વિધિથી પૂજા કરી તેઓને ઘી દુધપાકથી જમાડવા. વ્રત વાળાએ વિધિથી જમાડવાનો સંકલ્પ કરવો. દ્રાખ; કેળાં જુદાં જુદાં ઘીથી પકવેલાં અન્નો, સારા અડદ, વટાણા, સાકર, ધૃતપૂર, ફળિત, ખંડમંડક, ટેટી, કાકડીનાં શાકો, લિંબુ, આદું, બીજાં પણ નોખાં નોખાં શાકો, પાકેલી કેરી, જુદાં જુદાં છ રસોની સાથે મળેલાં ચાર પ્રકારનાં ભોજનો અને સુગંધવાળા દુધ વગેરે ગોરસોને ત્યાં પીરસી કોમળ રીતે કહેવું હે સમર્થ બ્રાહ્મણ ! આ સ્વાદવાળું તમારે અર્થે મેં જે રાંધેલું છે તે આનંદથી તમને જે રૂચે તે જમોને જોઇયે તે માંગી લ્યો. હું પુણ્યવાન્ છું તમે મારી ઉપર કૃપા કરી એથી મારો જન્મ આજે સફળ થયો. આમ કહી આનંદથી બ્રાહ્મણોને જમાડી તાંબુળ ને દક્ષિણા દેવી. એલચી,લવિંગ, બરાસ. જાવંત્રી, જાયફળ. કસ્તૂરી, મુરમાંસી અને સુદર ખેરનો સાર આમેળવેલા પદાર્થો સાથે તાંબૂળ ભગવાનને પ્યારૂં છે માટે આ પ્રમાણે બનાવી આદરથી આપવું. આ પ્રમાણે કરી ઉત્તમ બ્રાહ્મણને તાંબુળ દેછે તે અંહિ સારાં ભાગ્યવાળો અને પરલોકમાં મોક્ષને ભોગવનારો

થાયછે. બ્રાહ્મણોને સીમાડા સૂધી વળાવી તેઓને રજા દેવી. (મંત્ર-હીનં ક્રીયાહીનં) આ શ્લોકથી પુરૂષોત્તમની ક્ષમા માગી. (યસ્ય સ્મૃત્યા ચ નામોક્તયા) એ શ્લોકરૂપ મંત્રથી વિષ્ણુને નમી જે ઓછું હોય તે પૂરૂ કરી સુખેં ૪રવું મહાભૂતોને ભાગ પ્રમાણે અન્ન વેંચી તેને નહિં નિંદતા ખોટ વાદને તજી પોતાના જનોની સાથે જમવું. અમાસનો દિવસ આવે ત્યારે રાતે જાગરણ કરવું, ને રાધાજી સહિત સોનાની પુરૂષોત્તમની મૂર્તિને પૂજવી. પૂજાની પૂર્ણાહુતીમાં સ્ત્રીસહિત આનંદવાન્ વ્રતવાળાએ રાધા સહિત પુરૂષોત્તમનું વિસર્જન કરવું. તે પછી આચાર્યને મૂર્તિ સહિત દાન દેવું, તથા યથાયોગ્ય ઇચ્છાને અનુસરી અન્નનું દાન દેવું. હરકોઇ પણ ઉપાયથી ઉત્તમ ભાવથી આ વ્રત કરવું ને યથાશક્તિ દાન કરવું. સ્ત્રી અથવા પુરૂષ પણ જે આ વ્રત કરે છે તે ભવોભવ દુઃખ દરિદ્રતા અને દુર્ભાગ્યપણાને પામતો નથી. જે જુદા જુદા પૂરા મનોરથોવાળા જનો જગત્માં આ કરે છે તેઓ વિમાનમાં બેસી ઉત્તમ વૈકુંઠમાં જાય છે. શ્રીનારાયણ બોલ્યા—આ રીતે જે વિધિનો આશ્રય કરી શ્રી કૃષ્ણના બહુ વ્હાલા માસને આદરથી સેવે છે તે પાપ રહિત થઇ સુખને અનુભવી પુરવજો સહિત ગોલોકમાં જાય છે, આવો શ્રીબૃહન્નારદીયપુરાણના પુરૂષોત્તમમહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદ વિષે દૃઢધન્વાના નાના આખ્યાનનો વ્રતોદ્યાપન વિધિકથન નામે પચિમો અધ્યાય પૂર્ણ થયો. ॥ ૨૫ ॥

---

## અધ્યાય ૨૬ મો.

(હવે ઉદ્યાપન પછી વ્રતનો નિયમ તજવા બાબત કહેવાયછે.)

વાલ્મીકિ બોલ્યા—સઘળા પાપોનો નાશ થવા માટે તથા જેની

ધ્વજા ઉપર ગરૂડ છે એવા વિષ્ણુની પ્રીતિ સારૂ વિધિપૂર્વક ગ્રહણ કરેલા નિયમોનો ત્યાગ કહેવાય છે. હે રાજન્ ! એક મહીના લગી જેણે નક્ત ભોજન કર્યું હોય તણે છેવટ બ્રાહ્મણોને જમાડવા. અયાચિતવ્રત કર્યું હોય તો સોનાનું દાન કરવું. જે એક મહીનો ઉપોષણ કરી અમાસને દિન જમનારો હોય તેણે દક્ષિણા સહિત ગાય દેવી. આંબળાના ઝાડ નીચે એક મહીના લગી સ્નાન કરનારે દહિ કે દુધ દેવું. હે રાજા ! ફળોના નિયમમાં ફળનું દાન કરવું. તેલને ઠેકાણે ઘીને ઠિકાણે દુધ દેવું. હે રાજા ! ધાન્યોના નિયમમાં ઘઉ ને સાળના ચોખા દેવા. હે રાજા ! પૃથ્વી ઉપર સુનારા અંતર્યામિ જેને પ્રિય છે એવા જને સામાન સહિત સારી સય્યા દેવી. જે પાંદડામાં જમનારો માણુસ હોય તેણે ભોજનમાં ઘી સાકર દેવાં. મૌન વ્રતમાં સોના સહિત ઘંટા ને તલ તથા સ્ત્રી પુરૂષને સ્નેહ સહિત અતિ સારૂં ભોજન જમાડવું. હે રાજા ! નખ તથા કેશને ધારણ કરનારા સમજુ માણુસે આરીસો દેવો. જોડાના ત્યાગ કરનારે પગરખાનું દાન કરવું. લુણનો ત્યાગ કર્યો હોય તો જુદી જુદી જાતના રસો દેવા. દીવાનું દાન કરતો હોય તે નરે પાત્રસહિત દીવો દેવો. અધિક માસમાં વ્રત પૂર્ણ કરવાનાં કારણથી જેણે ભક્તિથી પળ જેટલું, સોનાની બતી સહિત તાંબાનું કોડીયું ને દીવો દીધેલ હોય તે સદા વૈકુંઠમાં વસે. એકાંતર ઉપવાસવાળાએ આઠ માટીના કે સોનાના ઘડા વસ્ત્ર ને સોના સહિત દેવા, માસની સમાપ્તિમાં છત્ર ને પગરખાં સહિત ત્રીશ લાડુ દેવા વળી ભાર ધારણ કરવામાં સમર્થ ઉત્તમ બલદ દેવો. ઉપર કહ્યા પ્રમાણે જો ન થઈ શકે તેમ હોય તો હે રાજા ! બ્રાહ્મણનું કહેલું વચન સંપૂર્ણ વ્રતની સિદ્ધિ દેનારૂં કહેલ છે. જે લોક એક અંતથી મળમાસને સેવે

છે તે નર ચાર ભુજાવાળો થઈ ઉત્તમ ગતિ પામે છે, એક ભુક્તી થી બીજું કશું પણ અહિં પવિત્ર નથી. એક વખત જમવાથી સિદ્ધ મુનિયો ઉત્તમ મોક્ષ પામ્યા છે. જે અધિક માસમાં રાતે જમે છે તે રાજા થાય છે. અને મન કામનાઓને પામે છે, એમાં સંદેહ નથી. દિવસના પૂર્વ ભાગમાં દેવતાઓ, મધ્યાન્હમાં મુનિયો અને દિવસના બીજા ભાગમાં પિતૃગણો જમે છે અને પોતાના આત્મા માટે ચોથો કાળ છે, પણ હે નરોના અધિપતિ! સઘળા વખતને છોડી જે જમે છે તેનાં બ્રહ્મહત્યા વગેરે પાપો નાશ પામે છે. હે રાજા! રાત્રિમાં જમનારો સઘળા પુણ્યવાળાઓથી અધિક થાય છે. મનુષ્ય દિવસે દિવસે અશ્વમેધ યજ્ઞનાં ફળને પામે છે, તે વિષ્ણુના વ્હાલા અધિક માસમાં અડદનો ત્યાગ કરવો. અડદને તજનારો સર્વ પાપથી મુક્ત થાય છે અને વિષ્ણુના લોકમાં જાય છે. બ્રાહ્મણ છતાં પણ જે ઘાણી કરે છે તે હે રાજા! તલોની સંખ્યા પ્રમાણે રૈરવ નરકમાં રહે છે, પછી ચાંડાળની જાતિને પામે છે, ને રક્ત કોઢના દુઃખથી પીડાય છે. અજુઆળીઆને અંધારીઆ પક્ષમાં જે માણસ ભક્તિથી એકાદશીનો ઉપવાસ કરે છે તે ચાર ભુજાવાળો થઇ ગરૂડ ઉપર બેસી દેવોએ મનાતો તથા અપ્સરાઓના ટોળાંઓએ સેવાતો જાય છે. દેવોના દેવ વિષ્ણુની પ્રીતી સારૂ દશમીને દ્વાદશીને દીવસે એક ભુક્ત કરે છે તે નર સ્વર્ગને પામે છે. હે રાજા! હમેશાં સારી ભક્તિથી દર્ભનો કૂચો પાસે રાખવો. જે દર્ભથી વિષ્ટા, મૂત્ર, લીટ, બડખા કે લોહીને સાફ કરે તે વિષ્ટામાં જીવડો થાય છે. દર્ભ અતી પવિત્ર છે, દર્ભ વગર ક્રીયાઓ વ્યર્થ છે. દર્ભનાં મૂલમાં બ્રહ્મા ને મધ્યમાં દેવ વિષ્ણુ વસે છે. દર્ભના આગલ્યા ભાગમાં મહાદેવ વસે છે,' માટે દર્ભોથી વાળવું નહીં શૂદ્રે દર્ભ ઉખેડવો

નહી ને કપીલા ગાયનું રૂધ પીવું નહી. હે પતિ ! ખાખરાના વચ-લ્યા પાનમાં જમવું નહી, પ્રણુવમંત્ર ઉચ્ચારવો નહી, અને પુરોડા-શનું ભોજન કરવું નહી, વિધી વગર આસન લેવું નહી, જનોઈ ધરવી નહિ, અને વેદની ક્રિયા કરવી નહી. વિધિ વીના આચરણ કરનાર પિતૃઓની સાથે બુડે છે. જ્યાં સૂધી ચૌદ ઇંદ્રો છે ત્યાં સુધી ઘોર નરકમાં પડે છે, કુતરાની જાતી સુવરની કે વાંદરાની જાતીને પામે છે, આ કારણુથી શૂદ્રે ઓંકારને સદા તજવો. હે પૃથ્વી પતિ ! બ્રાહ્મણોને નમવાથી શૂદ્ર પાપથી છુટે છે હે મહારાજ ! આ કહેલું વ્રત પૂરૂં કરવું. ને દક્ષિણા દેવી. દક્ષિણા દીધા વીના પણ નરો ન-રકને પામે છે. વ્રતના વિપરીતપણાને પામ્યાથી અંધ ને કોઢિયો થાય છે. હે પૃથ્વીપાલ ! પૃથ્વીના દેવ બ્રાહ્મણોના વચનોથી ઉત્તમ લોકો દેવતાઓના સ્થાનને પામે છે; માટે કલ્યાણની ઇચ્છાવાળો જે મનુષ્ય તેઓના વચનોને ઓલંઘતો નથી તે વિદ્વાન્ છે. આ મેં ઉત્તમ ધર્મનું રહસ્ય કલ્યાણને કરનારૂં, પાપને દૂર કરનારૂં, ફળને આપનારૂં નીત્ય મનને સારૂં લાગે તેવું ને લક્ષ્મીના પતી પ્રસન્ન કર-વાના કારણથી કહ્યું. હે રાજા ! તેને સદા જે નર સાંભળે છે કે વાંચે છે તે યોગીયોના ઈશ્વર વીષ્ણુ લોકને પામે છે, આવો શ્રી બ્રહ્મનારદીયપુરાણના પુરૂષોત્તમ માહાત્મ્યમાં કીધેલા નીયમોનો ત્યાગ આ નામે છવીશમો અધ્યાય પૂર્ણ થયો.

---

## અધ્યાય ૨૭ મો.

**શ્રી નારાયણ બોલ્યા**—આમ કહી ચૂપ રહેલા મુનીને રા-જા નમ્યો પછી આનંદ યુક્ત સ્ત્રીસહીત ભક્તીથી પૂજવા લાગ્યો. તેની પૂજા અંગીકાર કરી, હું સાયંકાલ થયો માટે પાપને

નાશ પમાડનારી ત્રીવેણી ભણી જઇશ. આમ બોલી 'ત-માકું કલ્યાણ થાઓ' એવો આશીર્વાદ કહેતાં મુનિ શ્રેષ્ટ વાલ્મીકિ તુરત ચાલી નીકળ્યા. રાજા પણ તેને સીમાડા સૂધી વળાવી ઘેર આવ્યો, અને વ્હાલી ગુણસુંદરીને કહેવા લાગ્યો. દઢધન્વા બોલ્યો—હે સુંદરી ! પ્રીતિ દ્વેષ વગેરે છ શત્રુઓવાળા ગંધર્વના નગરની ઉપમા અપાય એવા અસાર સંસારમાં મનુષ્યોને શું સુખ છે ? વાયુ, પિત્ત ને કફના વધારાવાળા, મલ, મૂત્ર ને લોહિથી ભરેલા, છેવટ જીવડા વિષ્ટા કે ભસ્મરૂપ જણાતા શરીરનું મારે પ્રયોજન નથી. માટે હે ઉત્તમ સ્ત્રિ, અસ્થિર શરીરથી સ્થિર વસ્તુને મેળવવા વિષ્ણુને સંભાળતો વનમાં જઇશ. તે સાંભળી ગુ-ણસુંદરી વિનયથી નમ્ર થઈ બે હાથ જોડી શોકથી વ્હાલા પતિને કહેવા લાગી. ગુણસુંદરી બોલી—હે પૃથ્વીપાલક ! હું પણ તમારી સાથેજ આવીશ; કેમકે પતિવ્રતા સ્ત્રીઓનો પતિજ દેવ છે. પતિના ગયા પછી જે સ્ત્રી ઘરમાં રહે છે તે વનમાંજ રહે છે. કેમકે દીક-રાની વહુને આધીન જે સ્ત્રી છે તે પર ઘરની ફરનારી કુતરીના જેવી છે. પિતા માપમાં આવે એટલું, ભાઇ પણ મપાય એટલું અને પુત્ર માપી શકાય એવું દે છે; પણ નહિ મપાય એવી વસ્તુને દેનારા સ્વામિની પાછળ કઇ સ્ત્રી ન જાય ? પ્રિયાનું કહેવું અંગીકાર કરી પુત્રને રાજ્ય ઉપર અભિષેક કરી સ્ત્રીસાથે તરત અરણ્યમાં ગયો. જ્યારે હિમાચળની પાસે ગંગાને તીરે પુરૂષોત્તમમાસ આવ્યો ત્યારે સ્ત્રીપુરૂષ ત્રણેકાળ સ્નાન કરવા લાગ્યાં. હે નારદ પુરૂષોત્તમને પાળી ત્યાં સ્ત્રીસહિત પુરૂષોત્તમને સંભારતો તે તપ કરવા લાગ્યો. આશ્રય વગર ઉંચા હાથ કરી પગના અંગુઠાથી ઉભેલો આકાશ તરફ જોઇ આહાર તજી તે શ્રી કૃષ્ણને ભજવા લાગ્યો. આ રીતે વ્રત કરવામાં

તે રહેતો હતો, ત્યારે હે તપોનિધિ! તેની સેવા કરવા તે પતિવ્રતા પટરાણી આવતી હતી. આ પ્રમાણે કરતાં તેનો પુરૂષોત્તમમાસ પૂરો થયો ત્યારે ત્યાં તત્કાળ ધુઘરીગોની પંક્તિથી શોભિત, પુન્યશીળ ને સુશીલ નામના બે દૂતોયે સેવેલ વિમાન આવ્યું, તે જોઈ વિસ્મય પામેલો સ્ત્રીસહિત રાજા વિમાનમાં બેઠેલા પુન્યશીલ તથા સુશીલને નમ્યો. ત્યારે તે બેયે સ્ત્રીસહિત તે રાજાને વિમાનમાં આણ્યો. વિમાનમાં બેઠા પછી સ્ત્રીસહિત રાજા તરત સુંદર નવા શરીરને ધરિ ગોલોકમાં ગયો. આ પ્રમાણે શ્રીપુરૂષોત્તમ માસમાં રાજા તપ કરી નિર્ભય લોકને પામી. વિષ્ણુની સમીપમાં સુખ પામ્યો. તેની જે પતિવ્રતા સ્ત્રી હતી તે પણ પુરૂષોત્તમમાં તપ કરતા પોતાના પતિને સેવી તે લોકને પામી. શ્રીનારાયણ બોલ્યા—હે નારદ! મારી એક જીભ છે તેથી હું આજ શું વર્ણવિ શકું? પૃથ્વી ઉપર પુરૂષોત્તમની સમાન કશું પણ નથી. પુરૂષોયે પુરૂષોત્તમની સેવાથી જે ફળ થાય છે તે હજાર જન્મ સુધી કરેલાં તપથી પણ પમાતું નથી, કોઇ પણ કપટ મિષથી પણ જો તે શ્રીપુરૂષોત્તમમાસમાં ઉપવાસ, દાન સ્નાન, જપ વગેરે કરવામાં આવે તો કરોડો જન્મમાં કરેલ અનેક પાપોનો સમૂહ જે રીતે શ્રીપુરૂષોત્તમમાસમાં અજાણુ એવા પણ દુષ્ટ વાંદરન પૂર્વે બનેલા કુકર્મોનો વધારો ફકત ત્રણ રાતના નાહ્યાથી નાશ પામ્યો. વળી તે દેવ જેવા શરીરને ધરી વિમાનમાં બેસી ગોલોકમાં ગયો. માટે સર્વથી પુરૂષોત્તમ માસ અતિ શ્રેષ્ટ છે, નારદ પૂછવા લાગ્યા—વેદમાં મનુષ્યનો અવતાર સર્વ અર્થોને સાધનાર કહેવાય છે. પણ સાક્ષાત્ જે વાંદર હતો તે મીષવડે સેવ્યાથી મોક્ષ પામ્યો, તે કથા સર્વ લોકના હીતમાટે મને કહો. હે તપોનીધી! એણે ત્રણ રાત ક્યાં સ્નાન કરયું, એ વાંદર કોણ? શું ખાનારો? ક્યાં જન્મેલો?

ક્યાં વસતો અને શ્રીપુરૂષોત્તમમાં કયા મીપથી તેને શું પુણ્ય થયું ? તે વિસ્તારથી મને કહો. શ્રીનારાયણ બોલ્યા—પૂર્વે કોઈ કેરલદેશમાં જન્મેલો. અતીલોભી, મધમાખીની પેઠે ધનમાં પ્યાર કરનાર, અને તેને લીધેજ જગતમાં કદર્ય એવા નામથી જાહેર થયેલો એક બ્રાહ્મણ હતો, પહેલાં "ચીત્રશર્મા એવું નામ પીતાએ ઠરાવેલું હતું. તેણે ખરાબ બુદ્ધીથી સારૂં અન્ન કે સારૂં વસ્ત્ર ભોગવ્યું નહોતું, તેમ તેણે સ્વાહા કે સ્વધા પણ ઉચ્ચાર કર્યો નહોતો. યજ્ઞને માટે કશું કરયું નહોતું. પોષણ કરવા યોગ્ય લોકોનું પોષણ કર્યું નહોતું અન્યાયથી મેળવેલું સઘળું ધન પૃથ્વિમાં દાટયું હતું. તેણે ક્યારે પણ માસમાં તલનું દાન કાર્તિકમાં દીવાનું દાન અને બ્રાહ્મણોને ભોજન દીધું નહોતું. વૈશાખમાં ધાન્યોનું દાન, વ્યતીપાતમાં સોનાનું દાન. વૈધૃતમાં રૂપાનું દાન અને સૂર્યની સંક્રાંતીમાં ક્યારે પણ આ સર્વ દાનો દીધાં નહોતાં. કદી પણ ચંદ્ર સૂર્યનાં ગ્રહણને દીવસે જપ કર્યો નહોતો અને હોમ પણ કર્યો નહોતો. વૃષ્ટી, વાયુ, અને તડકાથી કલેશ પામેલ, દુર્બળ ને સ્યામ શરીરવાળો આ કદર્ય સઘળે ઠેકાણે દીન વાણી બોલતો હતો. કોઇ પણ જે હોય તે કંઇ પણ મને પામરને આપો. આમ વારંવાર કહેતો મૂઢ બુદ્ધીવાળો તે સદા ધનના લોભથી પૃથ્વી ઉપર ભટકતો હતો. ગાય દોવા જેટલી વાર પણ કદી ઉભો રહેવા શક્તીમાન્, ધીક્કારથી બળેલો, ઉદ્વેગ પામેલ મનવાળો તે ભમ્યા કરતો હતો. તેનો મીત્ર કોઇપણ વાડીનો ધણી વનમાં ફરનારો હતો, તેણે વારંવાર રોતાં પોતાનું દુઃખ તેને જણાવ્યું. નીરંતર શેહેરમાં વસનારા મારો તીરસ્કાર કરે છે આથી શેહેરમાં રહી શકાય એમ નથી. આમ કહેનારા તે કદર્યની અતી ગરીબ વાણી સાંભળી કૃપાથી ભરેલા મા-

બીએ તેને ગરીબ જાણી દયા કરી. હે કર્દય! તમે હમણાં આ વાડીમાંજ વસો આવુ કહ્યું આવું કહેલું સાંભળી સર્વ નગરના લોકોએ તરછોડેલો તે કર્દય આનંદવાન્ થઇ તે વાડીમાં રહ્યો. નીત્ય તેની પાસે રહી તેનો હુકમ માનતો તેથી વાડીના રખવાળે તેમાં દ્દઢ વીશ્વાસ કરયો તેમાં અતી વીશ્વાસવાળું ચિત્ત થવાથી તે વાડીના રખવાળે તે બ્રાહ્મણને પોતાના જેવો વાડીનો રક્ષક કર્યો. પછી સર્વ અંતઃકરણના ભાવથી આ મારો છે એવા નિશ્ચયથી વાડીની ચિંતા છોડી તે રાજાના મેહેલને સેવવા લાગ્યો. રાજદ્વારામાં હમેશ તેનું ઘણું કામ થતું તેથી પરાધીનપણાને લીધે એ વાડીયે જતો નહોતો અને કદર્ય ઘણા આનંદથી તેનાં ફળ ખાતો તથા બાકી રહેલાં ફળોને અતિ લોભવડે વેચતો હતો. વળી તેથી ઉપજેલું સઘળું ધન પોતે શંકા રહિત થઇ લેતો. જ્યારે વનનો રક્ષક પૂછે ત્યારે તેની આગળ ઘણું જુઠું બોલતો કે હું શેહેરમાં ભટકીને ભિક્ષા માગીને જમિને દીવસ રાત તમારા બાગની ચોકી કરૂંછું. પણ આનાં ફળો ઉપર બેસી બેસીને પક્ષિયો જાયછે, જુવો હમણાં કેટલાં પક્ષિયોને મે મારેલાં છે. તેઓનાં માંસને પિંછાંઓ અહિં સઘળે પડેલાં છે, તે જોઇ અતિ વિશ્વાસ પામી વાડીનો રક્ષક ચાલ્યો જતો. આમ દુષ્ટ બુદ્ધિથી વર્તતાં વૃદ્ધપણાથી ખખળેલા શરીરવાળા કદર્યનાં સત્યાશી વર્ષો ગયાં, ત્યાં મૂઢ બુદ્ધિવાળો તે મરણ પામ્યો, વેદને જાણનારાઓયે કહેલું છે કે નહિ ભોગવેલું પાપ ક્ષય પામતું નથી, એથી અગ્નિ તથા લાકડાંઓને પણ પામ્યો નહી. ત્યાંથી હાહાકાર કરતો મુદ્દગળનો ઘાથી પીડાતો પ્રથમ કરેલાં કર્મને સંભારતો દુષ્ટ બુદ્ધિવાળો તે કદર્ય તે હું છું તેનું અજ્ઞાન જુઓકે દેવોયે પણ દુઃખે પમાય એવા. આ પુણ્યરૂપ, કાલીયાર મૃગવાળા ભરતખંડમાં મનુષ્યના દેહને પામી મેં ધનના લોભથી

વ્યર્થ જન્મ કહાડયો અને મેં જે ઘણાકાળે મેળવેલું પરાધીન ધન હતું તે પણ વ્યર્થપણાને પમાડયું. આમ પરપોટાની પેઠે દુઃખથી અતિભયંકર મોટા માર્ગમાં ચાલ્યો. હવે કાળરૂપિ પાશથી વિંટાએલ પરાધીન હું શું કરૂં ? મનુષ્યનાં જન્મને પામી મેં કશું પણ સારૂ કર્યું નહી. મેં દાન દીધું નહિ, હિમાલયની ગુફામાં તપ કર્યું નહિ, પુ- રૂષોત્તમમાં વખતે ત્રણ ઉપવાસ સરખા પણ કર્યા નહી. તે વખતે પણ મેં પુરૂષાર્થને દેનારો, મનુષ્યનો દેહ પોષ્યો નહી, અહો મારૂં ભેગું કરેલું દ્રવ્ય પૃથ્વીમાં વ્યર્થ રહ્યું ? મેં દુષ્ટ બુદ્ધિથી જીવને જી- વતાં ક્લેશ પમાડયો. કદી પણ પેટના અગ્નિને અન્નોથી તૃપ્ત કર્યો નહિ. મેં જ્ઞાતીયો, બાંધવો, સ્વજનો ભાણેજો, જમાત્ર, પુત્રી, પિતા માતા, ન્હાના ભાઇયો, પતીવ્રતા સ્ત્રી ને બ્રાહ્મણોને પણ સં- તોષ્યા નહી. આમ વિલાપ કરતાં તેને યમની પાસે લઈ ગયા. તેને જોઇ ચિત્રગુપ્ત એનાં સારાં નઠારાં કર્મને જોઈ રાજા ધર્મને કહેવા લાગ્યો કે આ બ્રાહ્મણોમાં અધમ છે. ધનલોભી, એણે દુષ્ટબુદ્ધિના લીધે કશું પણ પુણ્ય નથી કર્યું, આણે વાડીમાં રહી ઘણું પાપ કર્યું છે. પ્રત્યક્ષમાં વાડીના રક્ષકના વિશ્વાસ થતાં પાછળથી આણે ફળ ચોર્યાં છે પાકલાં હતાં તે પોતે ખાતો અને ધનના લોભથી બાકી રહેલાં વેચતો. આથી એક ફળની ચોરીવડે કરેલું અને બીજા વિશ્વાસઘાતથી થયેલું પાપ આ બે પાપ આનામાં અતિ આકરાં છે. હે પ્રભુ ! બીજાં પણ અનેક પ્રકારનાં પાપો આમાં છે. નારાયણ બોલ્યા—હે નારદ ! આવું ચિત્ર ગુપ્તનું વચન સાંભળી ઘણા ક્રોધથી ભરેલ ધર્મરાજા બોલ્યા કે આ પોતાનાં કૃત્ય પ્રમાણે વાંદરનો જન્મ પામો, અને વિશ્વાસઘાતના કૃત્યથી થયેલું ફળ પછી થશે. આવો શ્રીબ્રહન્નારદીયપુરાણના શ્રીપુરૂષોત્તમ માહાત્મ્યના કદર્યોપાખ્યાનનો સત્યાવિશમો અધ્યાય પૂરો થયો.

---

## અધ્યાય ૨૮ મો.

**શ્રી નારાયણ બોલ્યા**—તે સાંભળી ચિત્રપુપ્ત પોતાના યોદ્ધાઓને કહેવા લાગ્યો. પ્રથમ આ લોભથી પરાભવ પામ્યો હતો, પછી આણે ચોરી કરી હતી. માટે પ્રથમ પ્રેતપણાને પામી પાછળથી વાંદર થશે ત્યાર પછી હું ઘણાં નરકનાં દુઃખો દઇશ. આમ ચિત્રગુપ્તે ફરમાવેલાં ભયંકર યોદ્ધાઓયે તે બ્રાહ્મણને તમાચા લગાવતા પ્રથમ ફળથી રહિત અને નિર્જલ વનમાં પ્રેતપણાને પમાડયો. તે બ્રાહ્મણ બહુ કાળ સુધી પ્રેતની જાતિને પામી ભૂખ તરસથી વ્યાકુલ થતાં નિત્ય ઘાઢા વનમાં ભટકતો પ્રેતના જન્મમાં રહેલાં દુઃખનો અનુભવ કરીને પછી ફળની ચોરીથી વાંદરનો અવતાર જંબુખંડના મનોહર અતિ ટાઢા પાણીને છાંયાવાળા ફળ ને પુષ્પોવાળા શોભિત કાલંજર નામના પ્રસિદ્ધ પર્વત ઉપર દેવોના રાજાએ બનાવેલો સરોવરના સરખો પુન્યરૂપ સારાઓને સેવવા યોગ્ય, પાપને ટાળનારો દેવોને પણ દુર્લભ મૃગતીર્થ એવા નામે પ્રસિદ્ધ ઉત્તમ કુંડ હતો કે જેમાં કરેલાં શ્રાદ્ધથી પિતૃઓ સદગતી પામે છે ત્યાં દૈત્યોના ત્રાસથી દેવો મૃગલારૂપ બની નીરંતર ભય વિના ફરતા હતા એથી એ મૃગતીર્થ કહેવાય છે. ત્યાં એ બ્રાહ્મણ મનુષ્યના દેહનાં ફળની ચોરી કરેલા પાપથી પ્રથમ વાંદરનો જન્મ પામ્યો. નારદ બોલ્યા—ત્રણેલોકને પવિત્ર કરનારા રમણીય મૃગતીર્થમાં કરોડો પાપવાળા, દુષ્ટ વાંદરે કેમ નિવાસ કરયો ? હે ઋષિ ! હે નાથ ! મારા મનમાં રહેલા સંદેહને દૂર કરો; સૂત બોલ્યો—હે બ્રાહ્મણો આ પ્રમાણે નારદે પૂછેલા અતિ પ્રસન્ન થયેલા તપના ભંડારરૂપ નારાયણ નારદમુનિને સત્કાર કરતા બોલ્યા—શ્રી નારાયણ બોલ્યા—કોઇ ચિત્રકુંડલ નામથી પ્રસિદ્ધ મોટો વૈશ્ય હતો, તેની સ્ત્રી પતીવ્રતા તારકા નામની હતી. તે બન્નેએ ભક્તિથી પુન્યકારિ શ્રી પુરૂષોત્તમ-

માસ કર્યો હતો, ને તે શ્રીપુરૂષોત્તમ માસ પૂરો થયો જ્યારે છેલો દિવસ આવ્યો ત્યારે સ્ત્રીસહિત, હર્ષવાળા ચિત્રકુંડલે ઉદ્યાપન કર્યું. વેદ ને વેદના અંગોના પારને પામનારા, સ્ત્રીઓસહિત, ગુણવાળા બ્રાહ્મણોને ઉદ્યાપનનો વિધિ કરવા બોલાવ્યા. હે નારદ ! ધનના લોભથી કદર્ય પણ ત્યાં ગયો. જ્યારે ઉદ્યાપનનો વિધિ પુરો થયો, ત્યારે ચિત્રકુંડલે અતિ ઉગ્રદાનોથી સ્ત્રીઓસહિત બ્રાહ્મણોને સંતોષ્યા. સંતોષ પામેલા સઘળાઓને ઘણી દક્ષીણા આપી. દક્ષીણાથી સંતોષ પામેલા બ્રાહ્મણો ઘેર ગયા, પણ અતી લોભી કદર્ય રોતો રોતો તેની અગાડી ઉભો રહ્યો, અને વીનયથી ગદગદ બોલ્યો–હે ચિત્રકુંડલ વૈસ્ય ! તમેં વિધિથી પુરૂષોત્તમનું વ્રત સારી રીતે જેવું કર્યું તેવું કોઇ ઠેકાણે આગળ કોઈ પણ કર્યું નથી. તમેં આજ કૃતાર્થ છો, અને ભાગ્યવાન્ છો; કેમકે તમેં ઉત્તમ ભક્તિથી પુરૂષોત્તમને પ્રસન્ન કર્યા છે. તમારા પિતાને અને માતાને ધન્ય છે કે જેઓએ તમારા જેવો વૈશ્નવ પ્યારા પુત્રને પેદા કર્યો. આ શ્રીપુરૂષોત્તમ માસ ધન્યથી પણ અતી ધન્ય છે કે જેની સેવાથી આ લોક ને પરલોકનું ફળ મળે છે. હે વૈસ્યોના પાળનાર ! તમારી પુજા જોઈ હું ચકિત થયો. કહો ! તમે આ મોટું કર્મ કરેલું છે એમાં સંદેહ નથી. હે બહુ દાન દેનારા ! બ્રાહ્મણોને આનંદથી મોટું ઉત્તમ ધન આપ્યું; પણ ભાગ્યહીણ હોવાથી મને કેમ નથી આપતા ? આમ તેણે જણાવ્યાથી એણે તેને ધન આપ્યું, તે લઇ બ્રાહ્મણે આનંદથી ધનને પૃથ્વીમાં દાટયું. ત્યાં એણે શ્રીપુરૂષોત્તમની મોટી પુજા જોઇ અને ધનના લોભથી પુરૂષોત્તમ માસની સ્તુતી કરી. ધનના લોભથી કરેલ એવી પણ પુજાનાં દર્શનની મોટાઇથી અને પુરૂષોત્તમની સેવાથી મૃગતીર્થમાં આવ્યો. સૂત બોલ્યા–જ્યારે ધનના લોભથી સ્તુતી કરેલ છતાં પણ દર્શન તથા સ્તુતીથી દુષ્ટ વાંદરને પણ સારાં તીર્થની સેવા થઇ,

ત્યારે હે દ્વિજો ! પુરૂષોત્તમ દેવની આદર સહિત શ્રદ્ધાવડે દર્શન તથા સ્તુતી કરનાર સ્ત્રીવાળા પુરૂષને સારાં તીર્થની સેવા થાય એમાં તો કહેવુંજ શું ? નારદ બોલ્યા—હે બ્રાહ્મણ? અતી શીતળ જળવાળા, સુંદર છાયાવાળા, મનને ખેંચનારા, સારાં ઝાડથી શોભતાં અરણ્યમાં તેની સ્થીતી થવાનું કારણ કહો? શ્રીનારાયણ બોલ્યા—હે નારદ ! અહિં જે સાંભળવાથી પાપને નાશ કરનારૂં કારણ છે તે કહું છું, માટે સાંભળો. જ્યારે સર્વ કામના ફળને આપનારા, દશરથના પુત્ર રામે સમુદ્રમાં પુલ બાંધી દુષ્ટ રાવણને માર્યો ત્યારે ભગવાને વિભીષણના સીવાય રાક્ષસો બાકી રાખ્યા નહોતા, અને અગ્નિથી શુદ્ધ થયેલાં સીતાને સ્વીકાર્યાં હતાં, એ સમયે દશમુખવાળા રાવણના વધથી પ્રસન્ન થયેલા બ્રહ્મા, મહાદેવ, ઇંદ્ર વગેરે દેવોએ હે રામ ! તમે વરદાન માગો ! એમ કહ્યું ત્યારે ભકતોને અભય કરનારા રામ બોલ્યા—હે દેવો ! હમણાં તમારે જો વરદાન દેવું હોય તો મારૂં વચન સાંભળો, અહિં રાક્ષસોએ જે શૂરા વાંદરોને હણ્યાછે તેઓને તુર્ત મારી આજ્ઞાથી અમૃતની વૃષ્ટિવડે જીવતા કરો. આવી શ્રીરામની આજ્ઞાથી બ્રહ્મા મહાદેવ-ઇંદ્રવગેરે દેવોએ અમૃતની વૃષ્ટિથી વાંદરોને જીવાડ્યા. તે વખતે જીવતા રાખેલા જીતથી શોભનારા સઘળા વાંદરો ઘણી વાર સુઇને ઉઠેલા હોય તેમ રામને ભેટવા. પછી પુષ્પક વિમાનમાં બેસી સ્ત્રીસહિત, પ્રસન્ન મુખકમળવાળા રામે સર્વ બાજુમાં બેઠેલો વાંદરોને કહ્યું. શ્રીરામ બોલ્યા—હે સુગ્રીવ ને હનુમાન! હે તારાના પુત્ર ! હે જાંબુવાન્ ! તમે, વાંદરાઓની સાથે સઘળું મિત્રનું કામ કરયું. હવે તમે તે સઘળા વાંદરોને અહિંથી રજા આપો અને તમારી આજ્ઞા આપવા પછી સઘળાઓ ઇચ્છા પ્રમાણે જાઓ. જ્યાં જ્યાં વનમાં આ મારા ઘણો કાળ જીવનારા વાંદરો વસશે ત્યાં ફુલને ફળવાળાં વૃક્ષો, મીઠાં પાણીવાળી નદીઓ અથવા

શીતળ સુંદર સરોવર થશે, અને વાંદરનો પરાભવ થશે નહિ. માટે સઘળા મારી આજ્ઞાથી જાઓ. આથી રામના સામર્થ્યને લીધે જ્યાં વાંદરોની જાત હોય છે ત્યાં વનમાં મીઠાં પાણીવાળી નદીઓ તથા સુંદર તળાવ હોય છે. વળી શોભિત ફળવાળાં, પુષ્પ પત્રવાળાં, મોટાં ઝાડ હોય છે પણ સુખ દુઃખો, પાછળનાં કર્મોથી થાય છે. અને નહિ ભોગવેલું કર્મ નાશ થતું નથી, આમ વેદની આજ્ઞા છે.

શ્રી નારાયણ બોલ્યા-પછી તે ઘણી ભુખ તર્ષવાળા, અતિ લોભી એ વાંદર મોટો થયો તથા ફરવા લાગ્યો. જન્મથી તેનાં મુખ ઉપર ગરમીથી થયેલી પીડા હતી. અતિ વેદના પામવાથી એ વાંદર કદી પણ ખાવા શક્તિમાન્ થતો નહિ પણ તે વાદરપણાની ચપલતાથી વૃક્ષોથી સારાં ફળ તોડી મુખની પાસે લઇ વારંવાર તજી દેતો અને એ વાંદર કદીએ પીડાથી એક ઠેકાણે બેસી શકતો નહિ. એક ઝાડથી બીજા ઝાડ ઉપર જતો, કોઇ વખતે અતિ દુઃખ પામતો વિલાપ કરવા લાગ્યો પાણીથી જુદા પડેલા માછલાના સરખો ભુખને તર્ષથી જોડાયલો ગળતા મુખવાળો શરીરની પીડાથી રોવા લાગ્યો. આવું પૂર્વ જન્મમાં કરેલાં પાપથી દુઃખ પામ્યો. આમ નિરંતર ખાધા વિના તે વર્તતો ત્યારે ભાગ્યને લીધે શ્રી પુરૂષોત્તમ માસ આવ્યો. તેમાં પણ તેમજ ઠંડ ને વાયુ વગેરેથી પીડા પામેલો કોઇ વખતે અંધારીઆ પક્ષમાં ધાઢા વનમાં ફરતો તૃષા પામેલો કુંડની પાસે પાણી પી શક્યો નહિ અને તર્ષથી કુંડ ભરેલો છતાંપણ ચપળતાથી ત્યાં ઉંચાં ઝાડ ઉપર ચડયો. એક ઝાડથી બીજા ઝાડ ઉપર જતો કુંડની વચમાં પડયો. તે બહુકાળ સુધી ખાધા વિના શિથિલ ઇંદ્રિયોથી બુઢો થયેલો બળવીનાનો ને શિથિલ પ્રાણુ વાળો હોવાથી કુંડની પડખાના ભાગમાં રહ્યો. એ રીતે દશમનાદિવસથી શ્રી પુરૂષોત્તમ માસમાં કુંડ વિષે લોટતાં વાંદરના ચાર દિવસો

ગયા. પાંચમો દિવસ આવ્યો ત્યારે મધ્યાન્હને વખતે પ્રાણથી રહીત થતાં તે તીર્થમાં પડયો. અને પાણીથી ભિંજાએલ શરીરવાળો તે વાંદર અંતઃકરણની મલિનતા મટવાથી તે દેહને તજી તરત દેવતાઇ આભુષણોથી શોભિત, કરોડો કામદેવના જેવાં સુંદર રત્નમય મુગુટથી શોભિત અતિ સુદર કુંડળોથી યુક્ત, પીળાં વસ્ત્રવાળાં, પુણ્યરૂપ સારા રત્નોવાળી કટિમેખલા વાળો બાજુબંધને કડાથી શોભિત, અને અતિ સુંદર કેશોથી વિંટાએલ સુંદર મુખવાળા શરીરને પામ્યો. તે વખતે વૈષ્ણવોએ આશ્રય કરેલું નોબત, મૃદંગ, ઢોલ, વેણુ ને વીણાના મોટાં અવાજવાળુ નાચતી દેવોની સ્ત્રીઓવાળુ શોભિત માતા ગાધર્વને કિનરવાળું વિમાન આવ્યું. તે જોઈ શોભિત શરીરને ધરનાર, વાંદર ઘણો વિસ્મય પામ્યો કે મોટાં પાપો થવાથી મને આ અતિ પુણ્યવાળાને યોગ્ય એવું વિમાનનું સુખ ક્યાંથી? એ પછી કોઈ સ્ત્રીએ ચંદ્રના જેવી કાંતિવાળું છત્ર તેની ઉપર ધાર્યું કોઇ બે અપ્સરાઓયે આનંદથી તેની ઉપર ચામર ઢોળ્યાં. કોઇ તાંબુલ હાથમાં લઇ અપ્સરાઓ તેની પાસે નાચ કરવા લાગી, ગાવા ને વગાડવામાં તત્પર એવી કોઇ હાથમાં ગંગા નદીના પાણીથી ભરેલી સોનાની ઝારીને ધરી તેની પાસે ઉભી. આવો વૈભવ જોઇ ચિત્રમાં આલખેલ હોય એવો બન્યો. પુન્યથી રહિત ને દુષ્ટ બુદ્ધી છતાં મને આ શું અને કયા પુન્યથી થયું? મેં કશું પણ સારૂ કર્યું નથી કે જેથી વિષ્ણુના પદને પામુ.

શ્રી નારાયણ બોલ્યા—આમ પાસે દેવતાઇ વિમાનને જોઇ મોટા સુખના ખજાનાનો તર્ક કરતાં વિસ્મય પામેલ ચિત્તવાળા એ વાંદરના ઉત્તમ અભિપ્રાયને જાણી વિષ્ણુના યોદ્ધાઓ વાદરના જન્મને તજી પાસે રહેલા તે પ્રત્યે એને પગે લાગી હાથજોડી વિનય સહિત તે સુંદર વચન બોલ્યા. આવો શ્રી બૃહન્નારદીય શ્રી નારાયણની નાદરના સંવાદમાં કદર્યનાં ટુંક આખ્યાનનો વાંદરની જાતિમાં વિમાન આવ્યાનો અઠયાવિશમો અધ્યાય પૂર્ણ થયો.

## અધ્યાય ૨૯ મો.

**પુન્ય શીળ ને સુશીળ બોલ્યા**—હે પ્રભુ ! તમે ગોલોકમાં જાઓ. અહિ કેમ વિલંબ કરોછો? તમે મોટાઈથી પુરૂષોત્તમનું સમીપપણું મેળવેળ છે. કદર્ય બોલ્યો—મારે ઘણીવાર ભોગવવાનાં ઘણા કર્મો છે. કયા કર્મથી મને પાપની નિવૃત્તિ થઈ કે જેથી હું ગોલોકમાં જાઉ. જેટલી વરસાદની ધારા છે, જેટલા શ્વાસ, જેટલા રજકણો અને આકાશમાં જેટલા તારાઓ છે તેટલાં મારાં પાપો છે, એમ છતાં મનોહર દેવતાઇ શરીર મે કેમ મેળવ્યું ? હે વિષ્ણુના વ્હાલા દુતો ! એ અતિ મોટું કારણ મને કહો. શ્રી નારાયણ બોલ્યા--આવી વાણી સાંભળી વિષ્ણુના બે દુતોએ કહ્યું—અહો દેવ ! કેમ તમે આવું મોટું સાધન જાણ્યું નહિ ! હે પ્રભુ ! શાથી તમે સર્વ ઉત્તમ પદાર્થોમાં ઉત્તમ, મહા પુન્યવાન, વ્હાલા નામથી પુરૂષોત્તમ એ રીતે પ્રસિદ્ધ માસને નથી જાણતા ? તે માસમાં તમે દેવોએ પણ જે નહિ લઈ શકે તેવું તપ કર્યું પણ હે મહારાજ ! વનમાં વાંદરના દેહથી જાણ્યું નહિ. મુખના રોગથી અજાણતાં તમને નહિ ખાવાનું વ્રત થયું, તમે વાંદર જાતિની ચપળતાથી લુમખાથી તોડી ફળો પૃથ્વી ઉપર ફેક્યાં હતાં, તેઓથી બીજા જનો તૃપ્ત થયા હતા. તમે ઘણીવાર અંતરનાં દુઃખથી પાણી પણ પીધું નહોતું તેથી હે પાપરહિત ! તમને અજાણતાં પુરૂષોત્તમમાં મોટું તપ થયું અને ફળ પાડવાથી તમને પરોપકાર થયો. વનમાં ફરતાં તમે ભયંકર ટાઢ, વાયું ને તડકા સહન કર્યા. રમણીય ઉત્તમ મોટાં તીર્થમાં પાંચ દિવસ સ્નાન કર્યું તેથી તમને શ્રી પુરૂષોત્તમ માસમાં સ્નાનથી થતું પુણ્ય થયું આમ રોગ હોવાથી તમને અજાણતાં ઉત્તમ તપ થયું તે આ સફળ થયું કે હમણાં તમે જે અનુભવ્યું, માટે શ્રદ્ધાથી આ શ્રીપુરૂષોત્તમ માસમાં ઉત્તમ માહાત્મ્યને જાણી કર્મ કરનારને સફળતા થાય એમાં શું નવાઇ ! જે માસમાં એક

ઉપવાસથી પાપોના સમૂહોથી છુટાય છે તેમાં તમે જે પોતાનું કામ સાધ્યું છે, તેવું કરવા કોણ શક્તિવંત છે! આની બરોબર કશું પણ પુરૂષોત્તમની પ્રસન્નતાને આપનારૂં નથી, માટે જેઓ તેનું વ્રત કરે છે તેઓ પુણ્યવાન્ છે. પૃથ્વીના ભાગમાં ભરતખંડરૂપી આંગણામાં મનુષ્યનો જન્મ મળવો મુસ્કેલ છે, તેવા જન્મને મેળવી જેઓ પુરૂષોત્તમને સેવે છે તેઓ સદા સારાં ભાગ્યવાળા, અને પુન્યવાળા છે. વળી જેઓને સ્નાન દાન ને જપથી સર્વોત્તમ માસ ગયો છે તેઓનો જન્મ સફળ છે. પુરૂષોત્તમ માસ આવે ત્યારે જુદા જુદા પ્રકારના દાનો, પિતૃનાં કાર્યો તથા તપ છે તેઓ કરોડ ઘણાં થાય છે. માટે પુરૂષોત્તમ માસને પામી જે સ્નાન ને દાનથી રહિત છે તે નાસ્તિક, પાપી, શઠ ધર્મધ્વજ અને ખલ માણસને ધિક્કાર છે. શ્રીનારાયણ બોલ્યા—પુણ્યશીળને સુશીળે પોતાનું નહિ જોયેલું જે કર્મ વર્ણવ્યું તેને સાંભળી વિસ્મય હર્ષ પામેલો, ઉભા થતાં રૂવાડાંઓથી ચિન્હ યુક્ત શરીરવાળો તે તીર્થના દેવોને પગે લાગી પછી કાલંજર પર્વતને અને વનના અધિપતિયો, લતા, ગુલ્મ તથા વૃક્ષોને નમ્યો. તે પછી વિમાનને પ્રદક્ષિણા કરી વિનયવાળો, મેઘના જેવો સ્યામ, શોભિત પિળાં વસ્ત્રોથી વિંટાએલો તે સઘળાવોના દેખતાં કિંનરો વગેરેએ વારંવાર વાજીંત્રો વગાડતાં ગંધર્વો વગેરેએ સ્તુતિ કરેલો વિમાનમાં બેઠો. આનંદ યુક્ત ધીરે ધીરે ફુલો વરસાવતા ઇંદ્ર વગેરે દેવોએ આદર સહિત પૂજા કરી. ત્યાર પછી આનંદ સહિત, યોગિયોએ દુઃખે પમાય એવા, ગોપ, ગોપી, ગાયોએ સેવવા લાયક, અને રાસ મંડળથી શોભત ગોલોકમાં ગયો અને બે ભુજાવાળા, મુરલીધર શ્રીપુરૂષોત્તમને જોઇ અત્યંત આનંદ પામ્યો. શ્રીનારાયણ બોલ્યા—આ આશ્ચર્ય જોઇ અતી વિસ્મય પામેલા સઘળા દેવો પુરૂષોત્તમને વખાણતા પોત પોતાના સ્વર્ગમાં ગયા.

નારદ બોલ્યા—હે તપોધન ! તમે દિવસના પ્રથમ ભાગમાં કરવાનું આન્હિક કહ્યુ તે દિવસનો બીજો ભાગ થતા કેમ કરવું તે કૃપા કરી મને કહો. શ્રી નારાયણ બોલ્યા—પ્રાતઃકાળમાં કરવા કહેલું કર્મ વિધિ પ્રમાણે પૂરૂં કરી તે પછી મધ્યાન્હની સંધ્યા કરી તે પછી મધ્યાન્હની સંધ્યા કરી તલથી તર્પણ કરવું. દેવતાઓ, મનુષ્યો, પશુઓ, પક્ષિયો, સિધ્ધો, યક્ષ, નાગ, દૈત્યના સમૂહ, પ્રેતો, પિશાચો અને સર્પો આ સર્વો જેઓ અહિં મેં આપેલાં અન્નને ચાહતા હોય તે અંગીકાર કરો એમ કહેવું. પછી પાંચ મહાયજ્ઞો કરવા ને પછી ભૂતબળી કાગડાનો બળી અને કૂતરાને બળી આપી. પછીથી ઉપર પ્રમાણે કહેતાં ફરી જુદાં જુદાં સર્વ પ્રાણીને બળીદાન દેવું. તે પછી શ્રદ્ધાવડે વિધિ પ્રમાણે આચમન લઇ પ્રસન્ન મનથી અતિથિને લેવા સારૂ બારણા તરફ ગાય દોવાય તેટલી વાર નજર કરવી. જો ભાગ્યથી અતીથી મળે તો પ્રથમ વચનથી સત્કાર કરી સારી બુદ્ધિથી દેવની પેઠે તેની પૂજા કરવી, અને શક્તિ પ્રમાણે ઉત્તમ ભાવથી અન્નપાનથી પ્રસન્ન કરવો. બ્રહ્મચારી ભિક્ષુકને સઘળા અથાણાંઓ સહિત બનાવેલાં અન્નમાંથી લઇ વિધિ પ્રમાણે ભીક્ષા દેવી. યતિ ને બ્રહ્મચારી એ બે રાંધેલાં અન્નના સ્વામિ છે માટે તે બેને અન્ન આપ્યા વગર જમવાથી ચાંદ્રાયણ કરવું જોઇયે. યતિના હાથમાં પ્રથમ પાણી દેવું, પછી ભીક્ષા દઈ ફરી પાણી દેવું, કેમકે તે ભીક્ષા મેરૂની બરાબર અને તે પાણી સમુદ્રની સમાન થાય છે. જે લોક સત્કાર કરી ભીક્ષુને ભીક્ષા દે છે તેને ગાયના દાનની બરાબર પુણ્ય થાય છે,' આવું ભગવાન્ યમે કહેલ છે. તે પછી પુર્વમાં મુખ કરી ચૂપ રહી ભોજન કરવું. ઉત્તમ પવિત્ર વાસણમાં અન્નને નહિ નીંદતાં જમવું. પોતે આસન ઉપર બેસી સ્વસ્થચિત્તથી ને પ્રસન્ન બુદ્ધિથી જમવું. જે એકલોજ પોતાનાં કાંસાનાં વાસણમાં

જમે છે તેનાં આયુશ્ય, બુદ્ધિ, યશ ને બળ આ ચારવાનાં વધે છે. '**सत्यंत्वर्ते**' એ મંત્રથી હાથમાં પાણી લઇ છાંટી ધીવાળુ ને મિઠા હાથવાળું જમવું. અન્નમાથી જરાક ઉત્તમ અન્ન લઇ પ્રથમ એવું કહેવું કે ભૂપતિને નમુછું, ભુવનપતિને નમૂછું, ભૂતોના પતિને નમુંછું, એમ કહી પછી ત્રણ બળી આપવા. આપ્યા પછી ધર્મને બળી દઇ, ચિત્રગુપ્તને બળી દઇ ભૂતોને બળી દેવું. જે કોઇ ઠેકાણે રહેલા ભુખ ને તર્ષથી દુઃખી મનવાળો પ્રાણીની તૃપ્તિ સારૂ આ અન્ન સુખ થાય તે રીતે ખુટે નહી એવું થાઓ. પ્રથમ ઓંકારનો ઉચ્ચાર કરી છેવટ સ્વાહા કહી પ્રાણવાયુને, અપાન નામના વાયુને તે પછી વ્યાન વાયુને પછી ઉદાન વાયુને અને ત્યાર પછી સમાન વાયુને બળી દેવા. ઘીવાળું અન્ન જીભને નહી જડતાં પાંચ વાર ગળવું, તે પછી તેમાં મન રાખનાર બની પ્રથમ મધુર જમવું, મધ્યમાં ખારા ખાટા રસ જમવા, તે પછી તીખા કડવાં રસ ખાવા. પુરૂષે પ્રથમ કોમળને મધ્યમાં કઠિણ ભોજન જમવું. છેવટ પાછુ દ્રવરૂપ કોમલ) ખાતા રહેવું. આથી બળને આરોગ્યને મનુષ્ય છોડતો નથી. મુનીયે આઠ કોળિયા ખાવા, વનમાં વસનારે સોળ અને ગૃહસ્થે બત્રિશ કોળીયા ખાવા. બ્રહ્મચારિયે યથાસ્થિત ખાવું. બ્રાહ્મણે શાસ્ત્રથી વિરૂદ્ધ ભક્ષ્યને ભોજ્ય ખાવું નહી, સુકું ને થંડુ ભોજન નહિ ખાવા યોગ્ય કહેલ છે. ધી ને દુધપાક શિવાય સઘળું શેષભાગ સહીત ખાવું. અને બાકી રહેલ હોય તે જમી રહ્યા પછી આંગળીના અગ્રભાગોમાં રાખી અંજળીને પાણીથી ભરેલ કરી તેનું અર્ધ પીને આંગળીયોનો અગ્રભાગમાં રહેલા અન્નને પૃથ્વી ઉપર નાખી વિદ્વાને આ મંત્ર ભણવો કે મેં આપેલું જલ રૌખ, પૂય, નિલય, અને પદ્માર્બુદ આ નરકોમાં વસનારા, મારાં પાણીને ચાહનારાઓને ખુટે નહી તેવું થઈ પોહોંચો, પછી શેષ રહેલ જલ તે અન્ન ઉપર છાંટવું. આમ નહિ કરે તો બ્રાહ્મણ પાપને ભોગવનાર થાયછે અને પ્રાયશ્ચિત્તથી શુદ્ધ બને

આ ઉપર કહેલ મંત્રથી પાણી છાંટી રહ્યા પછી દાંતની શુદ્ધિ કરવી. પછી આચમન લઈ જરા ભીના હાથથી વાસણને દૂર કરી તે પછી ઉઠી બહાર બેસી સાવધાન થઈ માટી ને શુદ્ધ પાણીથી મુખ ને હાથ ધોવા. સોળ કોગળા કરી શુદ્ધ થઈ સુખે બેશી આગળ કહેવાના મંત્રના અર્થ કહેતાં પેટ ઉપર હાથ ફેરવવો. આહાર પચવા માટે અગસ્ત્ય, કુંભકર્ણ, શનિ, વડવાગ્નિ, અને પાંચમા ભીમસેનને સંભારવો. જેણે આતાપીને માર્યો વાતાપિને નાશ પમાડ્યો અને જેણે સમુદ્રને શોષી લીધો તે અગસ્ત્ય મને પ્રસન્ન થાઓ. આમ કહી પેટ ઉપર હાથ ફેરવ્યા પછી આનંદથી શ્રીકૃષ્ણદેવનું સ્મરણ કરવું. ફરી આચમન લઇ તે પછી પાન બીડું ખાવું. જામને બેઠેલાએ મારા માર્ગનો વિરોધ નહિ કરનારા, સારાં શાસ્ત્ર વગેરેના વિનોદ સાથે પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણનો વિચાર કરવો તે થયા પછી સર્વ રીતે આજીવિકા રહિત હોય તો પણ બે ઘડી વાર સારી બુદ્ધિવાળાએ સ્વસ્થ મનથી વેદાંતનું શ્રવણ કરવું. તે સાંભળવાથી ધર્મને જાણે છે, પાપને તજે છે, મોહ મટેછે અને જ્ઞાનરૂપ અમૃતને મેળવેછે. નીચ પણ શ્રવણથી તાકીદે શ્રેષ્ઠપણાને પામેછે. શ્રવણથી રહિત શ્રેષ્ટ પણ નીચપણાને પામે છે. માટે શ્રવણ થયા પછી બહાર જઇ સુખ થાય તેમ વ્યવહાર કરવો અને મનથી સર્વ કામની સિદ્ધિને દેનારા શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું. સાંજે નદી ઉપર જઇ અથવા ઘેર પગ ધોઈ પવિત્રી રહિત સાયંકાળની સંધ્યા કરવી. જે બ્રાહ્મણોમાં અધમ માણસ સાયંકાળની સંધ્યા કરતો નથી તે ગાયના વધને પામે છે, તથા મરણ પછી રૌરવ નરકને પામેછે. કદી કાળ જતો રહે, સંકટ હોય કે માર્ગમાં રહેલ હોય, તો પણ ઉત્તમ બ્રાહ્મણે અર્ધ રાત્રિ સુધીમાં સાયંકાળની સંધ્યા કરવી. જે શ્રદ્ધાવાળો બ્રાહ્મણ ત્રિકાળ સંધ્યાની ઉપાસના કરે છે તેનુ તેજ સદા જેમ ઘીથી અગ્નિ વધે તેમ વધે છે. અર્ધ આથમેલો સૂર્ય

હોય ત્યારે સાયંકાળની સંધ્યા પ્રાણાયામ કરી જળ દેવતાવાળા (**आपोहिष्ठा**) મંત્રથી પ્રોક્ષણ કરી કરવી. સાયંકાળમાં **अग्निश्चमा** એ મંત્રથી ને પ્રાતઃકાળમાં **सूर्यश्चमा** એ મંત્રથી આચમન કરવું. વાણીને નિયમમાં રાખી અતિ સાવધાન થઇ પૂર્વ તરફ મુખ રાખી બેસવું. તે પછી ઓંકાર ને વ્યાહૃતિ સહિત ગાયત્રીનો રૂદ્રાક્ષની માળા લઈ સારી રીતે તારાઓનો ઉદય થયા સુધી જપ કરવો. જળ દેવતાની ઋચાઓથી સૂર્યની સ્તુતિ કરી પ્રદક્ષિણા કરી દિશાઓને નમન કરતા જુદા જુદા દિશાઓના સ્વામિઓને નમસ્કાર કરવા. સાયંકાળની સંધ્યાને સેવી અગ્નિને હોમી પછીથી નોકરોથી મળી અતિ તૃપ્તિ ન થતાં સાધારણ જમવું. જમીને સુખથી શયન કરવું. નહિ જમવું હોય તો પણ પ્રાતઃકાળ ને સાયંકાળમાં હમેશાં વૈશ્વદેવને બળિદેવાનું કર્મ કરવું, નહી તો પાપભોગી થવાયછે. તે કારણથી પગ વગેરેની પવિત્રતા કરી ગૃહસ્થે સાયંકાળે ભોજન કરી તે પછી કોમળ, ઓશીકાંવાળી સય્યાઉપર સુવું. પોતાને ઘેર પૂર્વ તરફ મસ્તક રાખી, સાસરાને ઘેર દક્ષિણ દિશા તરફ મસ્તક રાખી, પરદેશમાં પશ્ચિમ તરફ મસ્તક રાખી સુવું, પણ કદીએ ઉત્તરમાં મસ્તક રાખી સુવું નહી. રાતે અગસ્ત્ય, માધવ, મહાબલ, મુચુકુન્દ, કપિલ અને આસ્તીક મુનિ આ પાંચ સુખથી સુનારા દેવો છે તે સુખે સુનારા દેવોને સંભારી રાત્રિસૂક્તને બોલી અવિનાશિ વિષ્ણુને નમિ સાવધાનપણામાં રહિ સુવું. પ્રથમ મંગલ રૂપ પાણીથી ભરેલ લોટાને મસ્તકને ઠેકાણે રાખી વેદના ગારૂડ મંત્રોથી રક્ષા કરી પછીથી સુવું. સદા પોતાની સ્ત્રીમાં પ્રીતિમાન્ થતાં ઋતુને વખતે તેની પાસેજવું. વળી વ્રતવાળાએ રમવાની ઇચ્છાથી પર્વણી વિના એ પાસે જવું. પ્રદોષ ને પાછલો પોહોર એ બે વેદના અભ્યાસથી ગાળવા, એ પોહોર સુનાર, માણસ બ્રહ્મપણાને પામનાર થાય છે. આ સઘળું દિવસે દિવસે ગૃહસ્થોયે સારી રીતે

ગૃહસ્થાશ્રમનાં લક્ષણવાળું ક્ષુર્ણ કર્મ સંપૂર્ણથી કરવું. હિંસા ન કરવી, સાચું બોલવું, સર્વ પ્રાણિયોની દયા, શાંતિ, શક્તિ પ્રમાણે દાન, આ ગૃહસ્થનો ધર્મ કહેવાય છે. પારકી સ્ત્રીને સ્પર્શ ન કરવો. ધર્મથી કરેલી સ્ત્રીનું રક્ષણ, નહિ દિધેલ વસ્તુનો ત્યાગ, અને મદ્ય તથા માંસનો ત્યાગ આ પાંચ પ્રકારનો ઘણી શાખાવાળો સુખને ઉપજાવનારો દેહથી થતો ધર્મ દેહને મુખ્ય માનનારા પ્રાણિયોએ પણ કરવો. શ્રી નારાયણ બોલ્યા—હે મુનિ ! આ સઘળાં વેદમાં કહેલ સારાં ચરિત્રવાળું, ગૃહસ્થાશ્રમનું લક્ષણ તમને સારી રીતે લોકના હિત માટે ટુંકાણમાં કહ્યું. આવો શ્રી બૃહન્નારદીય પુરાણનાં પુરૂષોત્તમ માહાત્મ્યના શ્રી નારાયણ ને નારદના સંવાદમાં આન્હિકકથન નામે ઓગણત્રિશમો અધ્યાય પૂર્ણ થયો. ૨૯

---

## અધ્યાય ૩૦ મો.

**નારદ બોલ્યા**—હે તપના ખજાનારૂપ ! પ્રથમ તમે પતિવ્રતા સ્ત્રીની સ્તુતિ કરી. હવે સઘળાં તેનાં લક્ષણો મને ટુંકાણથી કહો. સૂત બોલ્યો—હે પૃથ્વીના દેવો ! આ પ્રમાણે નારદે પ્રેરણા કરેલા જુના મુનિ નારાયણ પોતે પતિવ્રતાનાં સર્વ લક્ષણો કહેવા લાગ્યા. શ્રી નારાયણ બોલ્યા—હે નારદ ! સતી સ્ત્રીઓનું ઉત્તમ વ્રત કહું છું તે સાંભળો. સારી સ્ત્રીએ પતિ ખરાબ, રૂપવાળો, દુરાચારી, ખરાબ સ્વભાવવાળો, રોગી, પિશાચ જેવો, ક્રોધી, દારૂપીનારો, વૃદ્ધ, બેવકુફ, મુંગો, આંધળો, બેરો, ભયંકર, દરિદ્ર, કદર્ય, નિંદિત, બીકણ, કપટી કે સ્ત્રીમાં લંપટ હોય તો પણ સદા વાણી શરીર ને કર્મથી દેવની પેઠે પૂજવો. કદી કોઇ રીતે પણ સ્ત્રીએ સ્વામીનું અવળું કરવું નહિ. બાલક, જુવાન અને વૃધ્ધ સ્ત્રીએ પણ ઘરોમા સ્વતત્રતાથી કશું કામ કરવું નહિ. સદા ગર્વ તજીએ પછી

કામ ક્રોધને તજી પતિના મનનું રંજન કરવું. પણ બીજાનું મન રંજન કરવું નહી. બીજાએ ધનોથી લોભ પમાડેલી છતાં જે સ્ત્રી મન વાણી શરીર ને કર્મથી બીજા પુરૂષને સેવતી નથી તે સ્ત્રી સતી પ્રતીવૃતા જાણવી. સારી સ્ત્રી દૂતપણાથી માગવી કરેલ છતાં, બળથી ધારણ કરેલ છતાં અને વસ્ત્રો વગેરેથી યુક્ત કરેલ છતાં પણ બીજાને સેવતી નથી. સારી સ્ત્રીઓને બીજો દેવ, મનુષ્ય કે ગંધર્વ હોય પણ પોતાના પતિ શીવાય બીજો કોઇ પ્યારો નથી. માટે કદી પણ સ્ત્રીયે પતિનું અપ્રિય આચરણ કરવું નહિં. જે પતિ જમેં ત્યારે જમે છે. જે પતિ દુઃખ પામે ત્યારે દુઃખ પામે છે, પતિ આનંદ પામે ત્યારે અતિ આનંદ પામે છે, પતિ પરદેશ જાય ત્યારે મેલાં વસ્ત્ર પેહેરે છે, ને પતિ સુવે ત્યારે સુવે છે, પ્રથમ જાગે છે, જે પતિ મરણ પામે ત્યારે અગ્નિમાં પ્રવેશ કરે છે અને જે મનમાં બીજાને ચાહતી નથી તે પતિવ્રતા જાણવી. તેણે સાસુ સસરાની અને પતિની સેવા કરવી. નિરંતર મુખ પ્રસન્ન રાખવું. સમય પ્રમાણે જમાડવા અને કદી પણ જમતા પતિ પ્રત્યે અપ્રિય બોલવું નહિ. દાનને અર્થે આપેલા ધનમાંથી લોભથી કશું પણ રાખવું નહિ. પતિની રજા વીના પોતાના સગાઓને પણ ધન દેવું નહિ. બીજાની સાથે બહુ બોલવું, અસંતોષ, બીજાના વ્યાપારની વાતો, અતિ હસવું, અતિરોષ અને ક્રોધ આ સર્વ તજવાં. પતિ જે ન પિય, પતિ જે નહિ જમે, તે સઘળું સારી સ્ત્રીયે તજવું. સારી સ્ત્રીયે પતિના આનંદ સારૂ તેલ મસળવું, પીઠી સ્નાન, શરીરને ચોળી નાહવાની ક્રીયા અને દાંતોની શુદ્ધિ કરવી. હે મુનિ ! ત્રેતાથી માંડી સ્ત્રીઓને મહિને મહિનેં ઋતુ આવે છે ત્યારે ત્રણ દીવસ છોડયા પછી ઘર કામમાં તે શુધ્ધ થાય છે. પેહેલે દિવસે ચાંડાલી, બીજે દિવસે બ્રહ્મહત્યારી, તિજે દિવસે ધોબણ જેવી કહેલ છે, અને ચોથે દિવસે ચોખી થાય છે. અભડાએલ સ્ત્રીય સ્નાન

પવિત્રતા. ગાવું, રોવું હસવું, ધરવું, આંજણ આંજણ આંજવું, જુંગડું, ચંદનલેપ વધારે પણાથી દિવસે સુવું, દાતણ કરવું, દેવતાની પૂજા અને દેવોને નમસ્કાર આ સર્વને ત્યાગ કરવો. તેમ બીજાએ રજસ્વળાને અડવું અને તેની સાથે બોલવું તજવું. રજસ્વલાએ ત્રણ રાત સૂધી પોતાનું મુખ દેખાડવું નહી. જ્યાં સુધી નાહી શુધ્ધ નહી થાય ત્યાં સૂધી પોતાનું વચન પણ ન સંભળાવવું. રજસ્વલા સ્ત્રીયેં નાહીને બીજા પુરૂપને જોવો નહી, સૂર્ય દેવતાનું દર્શન કરવું અને પછી દાભના સ્પર્શવાળું પાણી પાન કરવું. ઉત્તમ સ્ત્રીયેં બહારની શુદ્ધિ સારૂં ફકત પંચગવ્ય ને દુધ પીવું, અને ઉપદેશ પ્રમાણે નિયમથી વર્તવું જ્યારે સ્ત્રી ગર્ભવાળી હોય ત્યારે નિયમમાં તત્પર શણગારી સારી રીતે ચાલનાર, પતીનાં પ્યારમાં હીતમાં અને ધર્મમાં પ્રિતીમાન, પવીત્ર, રક્ષા કરનાર, સારાં ઘરેણાં યુક્ત વસ્તુની પૂજામાં તત્પર, અને પ્રસન્ન મુખવાળું થઇ રહેવું. સુંદર સ્ત્રીએ ખરાબ બોલનારી નારીયો સાથે બોલવું નહિ, સુપડાંનો વા લેવો નહિ. મરેલ બાળક વગેરેને સ્પર્શ કરવો નહી, અને બીજાની કરેલી રસોઈ જમવી નહિ. ભય કે કંટાળો ઉપજાવે એવું કશું પણ જોવું નહિ, ભયંકર કથા સાંભળવી નહિ. અપચામાં ભારે કે આત ઉનો આહાર કરવો નહી. આ વિધિથી સારી સ્ત્રી સારા પુત્રને પામેછે. પતિથી છેટે વસવું નહી; પારકા લોકને વિલાસોથી જોવા નહિ, પણ વિલાસોથી પતીનું મુખરૂપ કમળ જોવું. પતિ કલેશને યોગ્ય હોય છતાં સ્ત્રીએ કલહ કરવો નહિ. નિંદેલી અને અત્યંત મારેલી છતાં વ્યથા પામતાં પણ પતિવ્રતા સ્ત્રીએ ભય તજી પતિને કંટાળો આપવા રોવું નહી, અને તે તરફ ઘોંઘાટપણ કરવો નહી. સ્ત્રીએ પોતાના ઘરથી બહાર નાસી જવું નહિ, જો ઉત્સવ વગેરેમાં પોતાના ભાઇને ઘેર જવું પડે તો ધણીની રજા લઇ

સાથે નોકર રાખી જવું. જ્યારે પતિ પરદેશ જવા તૈયાર હોય ત્યારે સારૂં મંગલકારી બોલવું, પણ નહી જાઓ એવું કહી એને વારવો નહી. પતિ બીજા દેશમાં ગયો હોય ત્યારે સદા શરીરનો મેલ ન કહાડતાં સ્ત્રીએ જીવનની રક્ષા માટે નીંદ્રાથી રહિત કર્મ કરવું. સાસુ સસરાને પડખે નિંદ્રા ફેરવી. ચાંદલો કપાળે કરવો નહી, અને આંખે કાજળ આંજવું નહી. પતિ બોલાવે તો તરત ઘરનાં કામ છોડી જવું અને નીમીથી જે કામ બતાવે તે આદર સત્કારથી કરવું. કદી પણ એકલું જવું નહિ, કદી પણ નાગુ નહાવું નહી અને કદી પણ સારી સ્ત્રીએ પતિનો દ્વેષ કરનારી સ્ત્રીને સાધ્વી કહેવી નહી, પતિએ બોલાવેલી જે નારી ક્રોધથી તત્પર થતાં જવાબ દે છે, તે ગામમાં કુતરી અને નિર્જન વનમાં શિયાલણ થાયછે. સ્ત્રીઓનો એકજ નિયમ કહેલછે કે સ્વામિના ચરણોને પૂજી સ્ત્રીએ સદા જમવું જે સ્વામીને તજી એકલું, મીઠું જમેછે તે ઝાડનાં કોતરમાં સૂનારી ક્રૂર ઘૂડણી થાયછે. જે અહંકાર કરી અપ્રિય બોલેછે તે મુંગીજ થાય છે. જે સદા શોક્યની અદેખાઈ કરેછે તે બીજા જન્મમાં ખરાબ ભાગ્યોવાળી થાયછે. જે પતિને બહારથી આવેલ જોઇ ઉતાવળી પાણી, ભોજન, તાંબૂલ, પંખા, પગચંપી વગેરે અને અતિ પ્યારામાં પ્યારા વાક્યોવડે સારી રીતે સેવે છે તેને પંડિતોયે પતિવ્રતાઓના મસ્તકના રત્નરૂપ સ્ત્રી કહેલછે. સઘળા અમંગળ પદાર્થોથી વીધવા સ્ત્રી અમંગળવાળી છે. વિધવાને જોવાથી ક્યારે ક્યાંય પણ સિદ્ધિ થતી નથી. માટે આશીર્વાદને દેનારી એક માતા સીવાય સર્વની ઉપમા અપાય એવી બીજી સ્ત્રીની આશિષને પણ બુદ્ધિમાને તજવી. જે રીતે સર્પને ઝાલનાર વાદી જોરથી રાફડામાંથી સર્પને કહાડે છે એરીતે સતી સ્ત્રી યમદૂતોથી છોડાવી પતિને સ્વર્ગમાં લેઇ જાય છે. જેટલી પોતાના રૂવાંડાંની સંખ્યા છે તેટલા કરોડો ને હજારો વર્ષ સૂધી સ્વામિની સાથે રમતી પતિવ્રતા સ્વર્ગનું સુખ ભોગવે છે. વિધ-

વાના ચોટલાનો બંધપતિના બંધન કાજે થાયછે માટે માથાનું મુંડન વિધવાએ સદા કરાવવું. હમેશ એક વખત આહાર કરવા. ક્યારે પણ વિધવાએ બીજી વાર જમવું નહિ. વિધવા સ્ત્રી પલંગપર સુવાથી પતિને સ્વર્ગથી પાડે છે માટે પતિનાં સુખની ઇચ્છાથી પૃથ્વી ઉપર શયન કરવું. શ્રીનારાયણ બોલ્યા—આના જેવો કોઇપણ દેવ સઘળા દેવવાળા લોકોમાં પણ નથી; કેમકે જ્યારે પતિ પ્રસન્ન થાય છે ત્યારે સર્વ કામના પૂર્ણ થાય છે અને પતિ અતિ કોપે તો સર્વ કામના નાશ થાય છે. તે પતિથી જો છોકરાં, જાતજાતનાં સુખો, શય્યા, આસનો, અદ્ભુત ભોજનો, વસ્ત્રો, માળાઓ, તેમ સુગંધો અને સ્વર્ગમાં તથા આ લોકમાં જુદા જુદા પ્રકારની કીર્તિ થાયછે. આવો શ્રીબૃહન્નારદીયપુરાણના પુરૂષોત્તમ માહાત્મ્યના શ્રીનારાયણને નારદના સંવાદમાં પતિવ્રતાધર્મનિરૂપણ નામે ત્રિશમો અધ્યાય પૂર્ણ થયો. ૩૦

---

## અધ્યાય ૩૧ મો.

**સૂત બોલ્યા**—હે બ્રાહ્મણો! આ રીતે પતિવ્રતાનો ધર્મ સાંભળી કંઇ પણ પૂછવાના મનથી નારદમુનિ જૂના મુનિને પૂછવા લાગ્યા. નારદ બોલ્યા—હે બદરીકાશ્રમના ધણી! તમે કાંસાનું સંપુટ સર્વદાનોમાં અધિક કહ્યું એનું શાનું કારણ મને કહો? શ્રીનારાયણ બોલ્યા—હે બ્રાહ્મણ! આગળ જ્યારે એક દિવસે પાર્વતીએ આ વ્રત કરયું હતું ત્યારે મહાદેવને પૂછ્યું હે દયાનિધિ! મારે શું ઉત્તમ દાન દેવું કે જેથી મારૂં પુરૂષોત્તમનું વ્રત પૂર્ણપણાને પામે? તે સઘળાઓના હિત કારણે મને કહો. તે સાંભળી મનમાં શ્રીપુરૂષોત્તમને સંભારતા સંભારતા શંકર સર્વ લોકનું હિત ચાહનારાં પાર્વતીને કહેવા લાગ્યા. શ્રીમહાદેવ બોલ્યા—હે પાર્વતિ! શ્રી પુરૂષોત્તમનાં વ્રતનો પૂરો વિધિ કરવા કોઇ પણ દાન વેદમાં ક્યાંય સમર્થ કહ્યું નથી. હે પાર્વતિ! જે જે દાન ઉત્તમ કહેલ છે તેતે સર્વ શ્રીકૃષ્ણ

ના પ્યારા માસમાં હલકાઇને પામ્યું છે માટે હે સુંદરિ ! ક્યાંય પણ આવું દાન છેજ નહિ કે જેથી શ્રી પુરૂષોત્તમમાં તમારાં વ્રતની સમાપ્તિ થાય. હે સ્ત્રી આ પુરૂષોત્તમમાસમાં વ્રત પૂરૂં કરવાના કારણ માટે ડાબલાના આકારવાળું બ્રહ્માંડ દેવા યોગ્યછે. પણ તેનો હે સુંદર મુખવાળી ! ક્યાંય કોઇએ દેઈ શકાય એમ નથી, તેથી એના બદલામાં કાંસાનું સંપુટ કરી તેની વચમાં ત્રીશ પુડલા ભરી સાત તાંતણાથી વિંટી વિદ્વાન્ બ્રાહ્મણને વિધિ પ્રમાણે પૂજી વ્રત પૂરૂં થવા કારણે દેવું. હે પ્યારી ! આ રીતે વૈભવ હોય તો ત્રીશ સંખ્યા જેટલાંજ સંપુટ આપવાં. આવું મહાદેવનું સુંદર અભય વચન સાંભળી સર્વ લોકના હિતને ઇચ્છનાર પાર્વતી પ્રસન્ન થયાં. નારદ બોલ્યા—આજ મેં ઉત્તમ માહાત્મ્ય સાંભળી સર્વ સાધનોથી આ શ્રીપુરૂષોત્તમ માસ અતી ઉત્તમ છે એમ નિશ્ચય કર્યો. ભક્તિવડે સાંભળવાથી પણ લોકોનાં મોટાં પાપોનો નાશ થાય છે ત્યારે શ્રદ્ધાથી વિધિવડે સાંભળ્યાંથી પાપનો નાશ થાય એમાં તો નવાઈજ શું છે ? આ પ્રમાણે મારૂં માનવું છે. આથી બીજું ઉત્તમ કશું પણ મારે સાંભળવું બાકી રહ્યું નથી, કેમકે અમૃતથી બહુ તૃપ્ત થયેલો બીજા પાણીને ચાહતો નથી. ભરતખંડમાં ઉત્તમ જન્મ પામી જેઓ ઉત્તમ પુરૂષોત્તમને નથી સેવતા તથા તેની કથા નથી સાંભળતા તેઓ ઘરમાં આસક્તિવાળા નરોમાં ઉતરતા છે. દિવસે દિવસે ઉત્તમ બ્રાહ્મણને ઉત્તમ ભોજન દઈ વ્રતવાળાએ દિવસના આઠમા ભાગમાં ભોજન કરવું. પુરૂષો નીત્ય વિધી તથા ભક્તિવડે પ્રેમ સહીત પુરૂષોત્તમને પુજે છે તેઓ જગત્માં પુણ્યવાન છે. પુરૂષોત્તમની આરાધનાથી ઇંદ્રધુમ્ન, શતધુમ્ન, યૌવનાશ્વ ને ભગીરથ રાજા ભગવાનની પાસે ગયા છે. તે સારૂ સર્વ સાધનથી શ્રેષ્ટ સર્વ કામના ફળોને દેનાર, પુરૂષોત્તમને સર્વ પ્રયત્નથી સેવવો. ગોવર્ધનને ધરનારા, ગાયોને પાલનારા, ગોકુલને ઉત્સવ દેનારા, ગોપી–

ગોના પ્યાર અને અધીપતી, ગોપનાં રૂપવાળા ઇશ્વર ને હું વંદુ છું, આ પૂર્વે કૌંડિણ્ય ઋષિયે કહેલા મંત્રને વારંવાર ભક્તિથી જપતાં માસ કહાડવો એથી પુરૂષોત્તમની ભેટ થાય છે. ગાયોના નવા મેઘ સરખા શ્યામ, બે ભુજાવાળા, મુરલી ધરનાર, શોભીત પીળાં વસ્ત્રવાળા, રાધા સહિત પુરૂષોત્તમનું ધ્યાન કરવું. પુરૂષોત્તમને ધ્યાન કરી ધ્યાન કરી પૂજતો માસ કહાડે છે તથા જે આમ ભક્તિથી કરે છે તે સર્વ પોતાનાં ઇચ્છેલાં પદાર્થોને પામે છે. સર્વ તીર્થોમાં ન્હાનારને જે ફળ થાય છે તે ફળ તેના માહાત્મ્ય સાંભળનારને થાય છે. પૃથ્વીને પ્રદક્ષિણા કરનાર નર જે પુણ્ય પામે છે તે પુણ્ય પુરૂષોત્તમના માહાત્મ્યને સાંભળનારા માણુસને થાય છે. વિષ્ણુના ચરણુની સેવા કરવામાં અતિ કુશળ, સર્વ મુનિયો. માસોમાં ઉત્તમ પુરૂષોત્તમની અંતથી રહિત પુણ્યવાળી મોટાઇને સાંભળી બુદ્ધિથી અતિ વિસ્મય પામતાં વિનયથી સૂતના પુત્રને કહેવા લાગ્યા, ઋષિ બોલ્યા—હે મોટી બુદ્ધિવાળા, મોટા ભાગ્યવાળા સૂત ! તમે ધન્ય છો, તમારા મુખના અમૃતના પાનથી અમે અતિ કૃતાર્થ છીયે. હે પુરાણુ કહેનારાઓના મસ્તકના મણિરૂપ સૂત ! તમે સદા ઘણા કાળ સૂધી જીવો. અને મુનિઓના સમાજમાં જરૂર તમેં શ્રી વિષ્ણુની સુંદર કથા કહો. આવું બ્રાહ્મણોનું આશીર્વાદવચન ગ્રહણ કરી સઘળા વિપ્રોને પ્રદદિણા કરી નમિ તે સુતનો પુત્ર પોતાનુ કૃત્ય કરવા ગંગા તરફ ગયો. આવો શ્રી બૃહન્નારદીય પુરાણુના પુરૂષોત્તમ માહાત્મ્યના શ્રી નારાયણુને નારદના સંવાદ વિષે પુરૂષોત્તમ માહાત્મ્યને સાંભળવાનાં ફળનું કહેવું આ નામવાળો એકત્રિશમો અધ્યાય પૂરો થયો. ૩૧

**ઇતિ શ્રી પુરૂષોત્તમ મહિમા સમાપ્ત.**

જાહેર ખબર.

# શ્રી કૃષ્ણ ચરિત્ર

મુલ્ય ફક્ત રૂ. ૧)

આ કૃષ્ણ ચરિત્રના બે લાખ પુસ્તકો સાથે બે લાખ ઇ અમોએ પુસ્તકના નફાની લાલચ નહીં રાખતાં અમોએ અમારા ખુશીથી કાઢેલા છે અને સદરહુ કૃષ્ણ ચરિ નુ પૂસ્તક ખરીદનારને પૂસ્તક ખરીદતી વખતેજ પોતાને શું ઇનામ મળવાનું છે તે ઇનામની ખબર મળી આવશે. આ પુસ્તકની ઓછામાં ઓછી પચાસ હજાર નકલો ખપેથી સદરહુ ગ્રાહકોને જે જે ઇનામો આવ્યા હશે તે મળવાનાજ.

મળવાનું ઠેકાણું.
અમદાવાદ પાંચ કૂવા દરવાજા બહાર પારસી ચાલી સામે કૃષ્ણ ચરિત્રની ઓફીસ.

એન. એચ. પટેલની કંપની

અમદાવાદ.